અથ શ્રી

# મછવેધ.


રચનાર

કવી. છગનલાલ હાજીભાઇ દ્વીવેદી.

ઉમરેઠ-નિવાસી.



છપાવી પ્રસિદ્ધ કર્તા.

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

ઠે. રીચીરોડ બાલાહરમાન-અમદાવાદ.





આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦

અમદાવાદ શાહાપુર વનમાળી વાંકાની પોળમાં હરીભાઇ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપ્યા

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કીમ્મત. ૦-૮-૦

# મચ્છવેધ.

## કડવું ૧ લું રાગ ચોપાઈની ચાલ.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, મચ્છવેધ મહીમાય. ૧ કહે નારદ સાંભળજે મન, ન ગણેશ પુત્રી તારી તંન; સાક્ષાત જગદંબા અવતાર, તે આવી છે તારે દ્વાર. ૨ ઉત્પત્તી એની હું કહું, એક ચીત્ત સાંભળજો સહુ; બ્રહ્મપુરીમાં બ્રહ્મા સાર, પંચમુખ તેને નિરધાર. ૩ વેદ તણા ત્યાં ઘોષજ થાય, તે સુણવા મન શીવ લલચાય; તપ મુકી ઉઠી આવીયા, તેહ બ્રહ્માને મન ભાવિયા. ૪ આપ્યું આસન બેઠા શીવ, વેદ સુણવા મન અતિવ; ચતુર્મુખ થકી બ્રહ્મા ગાય, પંચમ મુખે જ્ઞાન કથાય. ૫ થાય વેદના ઘોષ અપાર, શીવ સુણી થયા તતકાર; મુખ પાંચમું તે જ્ઞાન ભાખે, સુંસુંકાર શબ્દની સાખે. ૬ જેહ સુણે તે અમ્મર થાય, મોહ માયા તો તેની તજાય; અષ્ટી થાય નહિ સુખકારી, જોઈ ક્રોધ વાધ્યો શીવ ભારી. ૭ ચઢી રીસ મુક્યું ત્રિશુળ, શીર પંચમ છે મુળ; વિધ શીર પડ્યું જે વાર, બ્રહ્મહત્યા શીવ લાગી સાર. ૮ શીવ રૂપ તો થયું શ્યામ, મન પસ્તાયા શું કર્યું કામ; તમોગુણ વધ્યો હું આપ, તેથી લાગ્યું મુજને પાપ. ૯ એમ જાણી વીધીને નમ્યા, શીર છેદ્યું તે કરો ક્ષમા; મહા પાપ કરો નિવારણ, તવ વધ્યા વિરંચી વચન. ૧૦ ચાલો વિષ્નુ પાસે જઇએ, યથાવિધિ હકીકત કહીએ; એમ કહી ઉઠયા તતકાળ, ગયા વિષ્નુ કને નિરધાર. ૧૧ કહે વિષ્નુ શ્રી કૈલાસપતિ, કેમ શામ થયાછો અતી; સુણી શીવ વધ્યા વચન, શીશ છેદ્યુ વીરંચી પંચમ. ૧૨ કામ એહ અઘટતું કીધ, બ્રહ્મ હત્યાનું નીમીત લીધ; તેથી શામ થયુ વપુ મારૂ, માટે આવ્યા તમો સહવારૂ. ૧૩ તેહ દોષ નિવારો નાથ, પાય લાગુ જોડીને હાથ; કરો કૃપા હે શ્યામ શરીર, બ્રહ્મહત્યા હરો રણધીર. ૧૪ વિનય વેણ શી-વનાં સુણી, મુખ વધ્યા પુરૂષ પુરાણી; અહો હત્યા તું મુક માદેવ, તારૂ કષ્ટ કાપુ અહમેવ. ૧૫ મહાદેવે કર્યું એહજ પાપ, જેહ માગે તે આપું આપ; બોલી હત્યા હો મહારાજ, અરાઢ ક્ષોણી ભક્ષ દો આજ. ૧૬ વિષ્નુ કહે કબુલ એ વેણ, કૃષ્ણાવતારે પાળુ તેણ; એમ કહીને વેણજ દીધ, છુટી શિવની હત્યા સીધ. ૧૭ શિવ બ્રહ્મા વિષ્નુને

નમે, આજ્ઞા લઇ જાવા તે સમે; દીધી આજ્ઞા વિષ્નુરાજ, ઇંયા બ્રહ્મ-શીવ પુરીમાંજ. ૧૮ વિષ્નુએ અવતારજ ધર્યો, કારાગ્રહ દેવકી સુત કર્યો; ગોકુળમાં ઉછેરીયા રાય, કંસકેસી મોડયા મહાકાય. ૧૯ અન્ય લીલા અનેક કરી, વાશી દ્વારીકા નીસર્યા સરી; દેવ હતા તે યાદવ થયા, મુખ્ય દેવ તે પાંડવ રહ્યા. ૨૦ હવે હત્યાની શી થઈ પેર, જન્મી મેઘાવી રૂષીને ઘેર; એ રૂષી અરણ્યમાં રહે, શાંતા નારી તેની કહે. ૨૧ પતી પત્નીને હેત અપાર, શીયળ પાળે કુળની નાર; પાણી પતીને પાઈ પીએ, કહે પતી તો તે શીર દીએ. ૨૨ પતીવૃતાનું મન પાવન, જાણે પતિ તે તન મન ધન; આજ્ઞા ના લોપે ઘડી એક, વેણ વદે વીનયનાં છેક. ૨૩ તેના ઉપર કીધી મયા, હત્યા જાણી કરીને દયા; ગુણસુંદરી ધરીયું નામ, રૂપ ગુણમાં દીસે અનામ. ૨૪ બાળ રમત ઝાઝેરી કરે, દેખી મોટાનું મન ઠરે; ડાંપણ સમજુ દયા વીશેષ બત્રીશ લક્ષણ દીશે એશ. ૨૫ ચૌદ વિદ્યાને ચોસઠ કળા વીદ્યા ભણી તેમાં નહિ મણા; ભણી છ શાસ્ત્રને ચારે વેદ, વળી લહ્યા ઉપનેદજ ભેદ. ૨૬ નવ વરસની થઈ જે વાર, માતા શાંતા મુઇ તે ઠાર; પોને પીતાની સેવા કરે, જે માગે તે આગળ ધરે. ૨૭ હરનીશ બાપના ચાંપે ચર્ણ, જ્ઞાન ધ્યાન શેવાને શરણ; વૃદ્ધ થઈ રૂષીની કાય, જોબન વયની થઈ હત્યાય. ૨૮ જોઈ રૂષી વિચારે એમ, પુત્રી પરણાવા લીધો નેમ; જમાત્ર શોધવા ચાલી નીસર્યા, વૃદ્ધાવસ્થા આસે ભર્યા. ૨૯ ભવિષ્ય કાળ તે આગળ થાય, ચરણે ચાલી રૂષિ જાય; ભુખ્યા તરશ્યા કાંપે ચર્ણ, મારગ જાતાં પામ્યા મર્ણ. ૩૦ એહ વાત વિદેશે થઇ, કોઇએ ગુણસુંદરીને કહી; સુણી વાત બહુ કીધ કલ્પાંત, દુરવાસાએ પમાડી શાંત. ૩૧ પણ મન શાંત ન પામી તેહ, વૈરાગ ઉપન્યો તેને દેહ; જે જે વસ્તુ નજરે પડી, તે તે વીપ્રને દાનજ કરી. ૩૨ પાનાં પુસ્તક પીતાનાં જેહ, દીધાં છે વિપ્રોને તેહ; વાસણ વસ્ત્રો દીધાં ઝપ, મારે નથી કશાનો ખપ. ૩૩ વસ્ત્રભર તેતો રહી, ઘરબાર પણ દીધું સહી; પછી જઈ વન માંડયું તપ, જપવા માંડયા અલખના જપ. ૩૪ વામ પાદ અંગુષ્ટ ભુ ધરી, તે પરાકાય તોળી ખરી; પહેલે માસે ફળનો નેમ, બીજે માસે જળ તજ્યુ નેમ. ૩૫ શુદ્ધ મને તપ માંડયું ખરૂ, ધ્યાન શીવનું હૃદયે ધર્યું; કાયા કષ્ટી પુરણ પ્રીત, ખામી નાવે કોઇ રીત. ૩૬ દસે દ્વાર રૂંધીને રહી, સુકી કાષ્ટવત તે તો થઇ; સુગ-રીએ માળા ઘાલ્યા કાન, તો પણ નથી પોતાને ભાન. ૩૭ તપ જોઇ શીવ થયા પ્રસન્ન, આવીને દીધું દરશન; ઉઠાડી તપની વળી છે સીમ; એમ કહી ઉઠાડી સાર, કષ્ટ તુજ કાપુ નિરધાર. ૩૮ માગ્ય માગ્ય

પ્રસન્ન છું જ, જે માગે તે આપુ તુજ; ક્રોધે બોલી કુંવરી વેણુ; પતિ પતી પતીનું કેંણુ. ૪૦ હો મહારાજ પતિ આપીયે, સ્વામી મુજ શીરે થાપીયે; એમ બોલી અટકી તે ઠાર, પછી વધા સ્વયંભુ સાર. ૪૧ પતિ માગ્યો તેં પાંચજ વાર માટે, પાંચ પતી નીરધાર; સુણી વેણુ ને કુંજી બાળ, આ શું બોલ્યા શીવજી સાર. ૪૨ નરને નારી હોય અનેક, નારીને તો સ્વામી એક; તેને બદલે આપ્યા પાંચ, આ તે શી અધર્મની આંચ. ૪૩ એમ કહીને કુટ્યું શીશ, કુટ્યું મારૂં કર્મ અધીશ: શીવ કહે તું શાન્તિ રાખ, સત્ય વેણુ ઇશ્વરની સાખ. ૪૪ અનુગ્રહ એનો હું કરૂં, તારે માટે હ્રદયે ધરૂં; દેહ આ તું તજી દેનાર, ફરી બીજો લે અવતાર. ૪૫ તેમાં પતિ ભોગવજે પાંચ, નહિ આવે તુજ સાચને આંચ; તવ ગુણસુંદરી પામી શાન્ત, કાષ્ટ ચીતા કરી એકાંત. ૪૬ અગ્નિ મુકી તેમાં પડી, બ્રાહ્મણ દેહ પ્રજાળી મરી; બીજે જન્મે જન્મી ગાય, પાંચ સાંઢ તે પુઠે થાય. ૪૭ ગૌ ગભરાઇ અતિ અપાર, શીવાલયે આવ્યું તે ઠાર; તે માંહે પેઠી તે ગાય, પાછળ નંદિ પાંચ પળાય. ૪૮ જોઇ ઉમીયા હસ્યાં અપાર, શા ગુણ તુજમાં ગાય ગમાર; એક બેને પાંચજ પડયા, તે તો તારી વાંસે અડયા. ૪૯ એમ કહી હસ્યાં તે ઠાર, ગૌને વાચા થઇ તે વાર; ગૌ બોલી ખરેખર પાંચ, મારી પાછળ નંદી પાંચ. ૫૦ તું તો મુજ જનેતા હશી, તેં તો કાઢયાં હમને હશી; તેથી તુજને દઉં છું શ્રાપ, મારૂં તું ભોગવજે પાપ. ૫૧ પાંચ પતિ તો તુજને હજો; વળી મનુષ્યા દેહે થજો. એમ બોલતાં તજીયો પ્રાણુ, અંશ ગાયનો નિકળ્યો જાણુ. ૫૨ ઉમીયાજી તો ચેતી ગયાં, અંશ ગાયને તે ગળી ગયાં; પછી આવ્યાં શીવની પાસ, બની વાત કહે છે ખાસ. ૫૩ આજે હું તો પામી શ્રાપ, લાગ્યું મુજને મોટું પાપ; તે ભોગવવું મારે પડે, એમાં નહિ મીન મેખજ ખરે. ૫૪ મારે કરવા સ્વામી પાંચ, લાગે જગમાં મોટી આંચ; સુણી વચન વદે શીવરાય, તે તો તારે છે સદાય. ૫૫ શંભુ કહે મારાં મુખ પાંચ, પાંચ પતિ એ જાણો સાચ; કહે ઉમીયા એ કેમ થાય, એમ માનું તો સત્યજ જાય. ૫૬ ત્યારે શીવ વધા વચન, સાંભળને ઉમીયા ધરી મન; ગાય તણો જે અંશજ ગળ્યો, તેની કન્યા એકજ કરો. ૫૭ વીર બતાવું હું તો એક, જેથી રહેશે તારો ટેક; તે બેને રથ વીશે ધરો, રાય દ્રુપદને ઘેર મોકલો. ૫૮ એવો બેએ કીધો સંચ, વીર કન્યાનો કર્યો પ્રપંચ; અંશ ઉમયાએ કાઢયો બહાર, પુતળુ તેહ બનાવ્યું સાર. ૫૯ કિંચીત અંશ પોતાનો ધર્યો, ગુણ રૂપ ભરી આવર્યો: તેજસ્વી તે થયું અપાર, દીસે

પાંચ વરસની સાર. ૬૦ વર્ણન કરતાં થાકે શેષ, વિશ્વતણું મન લોભે એશ; સહુ દેવે અવતારજ ધર્યા, વિષ્નુ પણ ભુમાં અવતર્યા. ૬૧ અગ્નિ એક રહ્યા તો સાર, તેને બોલાવ્યો ત્રિપુરાર; હુકમ તેને કીધો સાર, હવે લે તું તો અવતાર. ૬૨ આ કન્યાની સાથે થા, રથ જોડી દ્રૂપદ ઘેર જા; તે રથ તમ યજ્ઞે નિકળ્યો, અંશ અગ્નિ જોગણિનો ખરો. ૬૩ સુણી વાત થયો કૃત્ય કૃત્ય, નમી રૂષીને વદયો અધિપત્ય; પુત્રીને તેડાવી પાસ, નારદ લાગ્યા પાયે ખાસ. ૬૪ રૂષિ અંતરધાન તો થાય, કન્યા નીજ મુકામે જાય; બીજે દીન બન્યું શું સાર, તેની કથા કહું નિરધાર. વલણ—નારદ દર્શન કરી ગયા, પછી થઈ શી વાતરે; દાસ છગન કહે સાંભળો વેદ વ્યાસની ખ્યાતરે. ૬૬

## કડવું ૨ જું. રાગ સામેરી.

વેશમપાયન રૂષી બોલ્યા, સુણ જનમેજય રાય; તારા ખડ વડ-ઉઆ કેરો, મચ્છવેધ મહીમાય. ૧ નારદ આવી મળી ગયા ને, કહી ગયા સહુ પેર; ઉત્પતી દ્રૂપદી કેરી, સુણી દ્રૂપદે પેર. ૨ તે પછી થોડે એક દહાડે, વ્યાસ મુની તો આવ્યા; આસન આપી પુજા કીધી મનમાં રૂડા ભાવ્યા. ૩ કરી પરીક્રમા પાયે લાગ્યો, દ્રૂપદ આણી નેહ; અહો રૂષિજી કેમ પધાર્યા, કરી મુજપર મેહેર. ૪ વ્યાસ કહે કે નિમીત માત્ર, પુત્રી દ્રૂપદી તારી; દર્શન તેનાં કરવા માટે, હું આવ્યો પ્રિત ધારી. ૫ કહે દ્રૂપદ પુત્રી પામર, શાં તેનાં દર્શન; કહે વ્યાસ રખે ઇમ બોલે, કો શું એવું વચન. ૬ પુત્રી ભાવે ગણીશ એને, તો ખપ્પરમાં લેશે; જગદંબા જાણી લે એને, તો તો ઇચ્છીત દેશે. ૭ વચન વ્યાસનાં સુણી પ્રીતે, પુત્રી તેડી ઘેર; નમસ્કાર તો વ્યાસે કીધો; સ્તુતી કરી ભલી પેર. ૮ પછી દ્રૂપદી નમી વ્યાસને, વિદાય થઈ તે વાર; પેર વ્યાસે પુછી લીધી, દ્રૂપદને નિરધાર. ૯ કન્યા કાળ કુંવરીનો જાયે, વિચાર કાંઇએ કીધો; ક્યાં તેં વેવીશાળ કીધું, કોણ નજરમાં લીધો. ૧૦ દ્રૂપદ કહે કે ના મહારાજા, વિચાર કંઈ નથી કીધો; કુળવંતો ને રૂપવંતો, નથી શોધી લીધો. ૧૧ તેહ તણા વિચારમાં છું, કો એવો મળી આવે; તેહ તણી સાથે પરણાવું, કહો તમને કો ફાવે. ૧૨ કહે વ્યાસજી કે કુળવંતો, કુળ તણી શી રીત; કહે દ્રૂપદ તે ના જાણું, છું હું આંધળો ભીંત. ૧૩ વ્યાસ કહે તે વિદ્યાવંતો, વિવેક વિચારે માતો; દયા દીનતા જેમાં હોયે, તે ઉત્તમ કુળ થાતો. ૧૪ વિનય વચન જે મુખ ઉચ્ચારે, શીળવંતો સંતોષી;

સહન શકતો દ્વેશી નહિ જે, સર્વે દોષ અદોષી. ૧૫ સગુણ સર્વે જેમાં ભરીયા, ક્રોધી નહિ લગાર; સમજુ સારો પર ઉપકારી, તે કુળવંતો સાર. ૧૬ એવા જનને જોયા વિના, દેશો કન્યા દાન; તો તો એના ખપ્પર માંહે, ભરાઇ જશો રાજન. ૧૭ વાણ એવાં સાંભળીને, પડયો રાયને વહેમ; હો મહારાજા ઉપાય બતાવો, તમો કહો કરૂ તેમ. ૧૮ વ્યાસ કહે દોષ નહિ કંઇ, એવો આપજ આપું; શુરો પુરો ને કુળવંતો, એવો જમાઇજ આપું. ૧૯ હું કહું તે ધ્યાન ધરજે, તારા મનમાં રૂચે; મચ્છવેધ કરે જે પુરૂષ, તેને તું તો પુજે. ૨૦ કુળવંતો જાણજે તું, કન્યા તેને દેજે; કન્યા લાયક નર જાણે, બીજાને ઉવેખે. ૨૧ કહે દ્રૂપદ મચ્છવેધની, રીતી તો ના જાણું; કેમ કરવું કહો વ્યાસજી, તે રીતે પરમાણું. ૨૨ કહે વ્યાસજી પ્રથમ પહેલા, વિશ્વકરમા તેડાવો; ઇલોર ગઢમાં પત્ર લખીને, વિનયથી બોલાવો. ૨૩ પુજન અર્ચન પ્રીતે કરીને, આદરમાનજ દેજે; મચ્છવેધની રચના કરવા, પછી વેણુજ કહેજે. ૨૪ એટલે તુંને રચી આપશે, મચ્છવેધની રચનાય; પછી કરવા વેણુજ કહેજે, સ્વયંવર શોભાય. ૨૫ દેશ દેશાંતર પત્ર લખીને, તેડાવો સહુ રાય; વિપ્ર રૂપી જાદવ સરવે, આવે સભાની માંય. ૨૬ પુર્વ ઉત્તર દક્ષીણ દીશા, બિરાજે સૌ રાય; પશ્ચિમ દિશા મહેલ બારી, બેસે કન્યા ત્યાંય. ૨૭ જળકુંડ રહેશે સભા મધ્યે, તે વિચ કાષ્ટનો સ્થંભ; ત્રણ યોજનનો તેહ ઉંચો, ચઢી શકે નહિ દંભ. ૨૮ તેના ઉપર વીચત મધ્યે, શુચિઅગ્ર એક સ્વચ્છ તેના ઉપર ફરતું રહેશે, સવામણનું મચ્છ. ૨૯ સાવ સોનાનું તેહ કહિયે, પવન થકી ફરી જાય; જળ મધ્યે પ્રતિબિંબ તેનું, સુર્ય થકી દરશાય. ૩૦ દોઢ યોજન થંભ ઉપર, આડે ખીલે ત્રાંસ; સુવર્ણ સાંકળે બંને ત્રાજવાં, નજર પડે ચોપાસ. ૩૧ જળકુંડાથી થંભે જાવા, પાટીયું મુકી દેવું; ચઢનારો દે બાથ થંભને તવ તે તાણી લેવું. ૧૨ એહ રીતની રચના કરાસે સભાય; તે વેળા ઉભા થઇ તારે, કહેવું સભાની માંય. ૩ સર્વ મારી વાત સુણો, પછી ઉઠો હોય હામ; તે વિના જો ઉઠશો તો, ફોકટ ખોશો મામ. ૩૪ નિષ્ફળ ફેરો તમ જશે, ઉભો થશે જે રાય; હાંસી તેની સૌ કરે, પાછળથી પસ્તાય. ૩૫ પછી એવું વેણ વદજે, શુરા હોય તે ઉઠો; પહેરેલાં પોતાનાં વસ્ત્રો, સભા મધ્યે મુકો. ૩૬ કચ્છ આ જે કરી રાખ્યો, તે પહેરો ધરી હુંશ; બાણ બાંધ્યા વગર ચઢાવ્યું, લેવું ખભે ધનુષ. ૩૭ પછી જવાનું કુંડ પાટીયે થંભે દેવી બાથ; તરત પાટીયું સેવક ખેંચે, ચેતી રહે નર નાથ. ૩૮ ત્રણ યોજન થંભે જાવું, ત્રણ ઘટીકા માંય; આડે ખીલે

ત્રાંસ બાંધી, પડવું તે મધ્યે ત્યાંય. ૩૯ બે ચરણુ બે પલ્લાં માંહે, મુકી થવું તૈયાર; ખાંધેથી ધનુષ લઇને કરવો ત્યાં ટંકાર. ૪૦ તે પછી એક બાણુ કાઢી, બહુ સાવધ રે'વું; મચ્છ છાંયો પડે જળમાં, તેણી ગમે તો જોવું. ૪૧ પડછાયા પરથી મચ્છ તાકી, ફેંકવું બાણુ ગગને; એક બાણે મચ્છ કેરૂં, વિંધે એક લોચન. ૪૨ પાછુ પડતુ બાણુ તે તો, વિંધે મચ્છનું પુંછ; વળી બાણુ તે મચ્છ ઉપાડી, નાંખે જળમાં શુચ. ૪૩ એવી રીતે પલ્લામાંથી, પ્રાક્રમ કરે પ્રૌઢ; તેહ પુરૂષ કન્યાને લાયક, જાણો સરવે શોર. ૪૪ કામ એહ જે કરવા ઉઠે પડે ચઢતાં કોઈ વા કહેલું પુરણુ ન કરે, જળ કાંઠે બેસે જોઇ. ૪૫ મુગટ વિણ ઉઘાડે માથે કાષ્ટાસન પર બેસે; એહ હું પહેલેથી કહુંછું પછી દોશ ન દેશો. ૪૬ માટે હીમત હોય જેને, તે ઉઠો તતકાળ; વરે મારી કન્યા તેને, શુર પુર સરદાર. ૪૭ એમ કહી તું બેસી જાજે, જોજે સમાચાર; હશે હિંમત તેહ ઉઠશે, નહિ લાગે કંઈ વાર. ૪૮ એ રીતે મચ્છવેધ કરાવી, દેજે કન્યાદાન; તો તો તારૂં શ્રે થશે, નહી તો ખપ્પર પરમાણ. ૪૯ કહી એવું વ્યાસ મુનિ, થયા અંતરધ્યાન; ચટપટ લાગી દ્રૂપદ રાજા, વીચારે તે કામ. ૫૦ બે પુત્રોને કને બોલાવી, કહી થઈ જે વાત; સર્વેએ વિચાર કીધો, ખરે ખરી છે ખ્યાત. ૫૧ કહે બેટા શું કરીશું, ખેલ બતાવ્યો આહાવો; પુત્રો કહે કે હે પીતાજી, લેવરાવે હરી લાવો. ૫૨ એ રીતે ત્યાં નક્કી કરીને, દ્રૂપદે ધરીયું ધ્યાન; વિશ્વકર્મા આવીને ઉભા, દીધું ઝાઝુ માન. ૫૩ કરજોડીને કહેવા લાગ્યો, પુર્ણ કરો ઇચ્છાય; વ્યાસજીએ મને કીધું, મચ્છ વેધ રચો સભાય. ૫૪ વિશ્વકર્મા કે નગ્ર બારણે, કરી આપો મેદાન; રાય આજ્ઞા થકી, સેવક ઉઠયા થઇ સાવધાન. ૫૫ પાદર પરનાં વૃક્ષો પાડયાં, કરી દીધું મેદાન; સરખી ભોમી સઘળે કીધી, લાંબી પહોળી માન. ૫૬ વલણ—સોળ યોજન સમચોરસ, કઠણ ભુ કરી માનરે; દાસ છગન કહે તે પછી, શું થાતું તે સ્થાનરે. ૫૭

## કડવું ૩ જું. રાગ ચાલતો.

વૈશમપાયન રૂષિ કહે છે, સુણુ જનમેજય રાય; વિસ્તારી હું તુને કહું છું, મચ્છવેધ મહિમાય. ૧ જે સુણવાથી પાતિક સરવે, પ્રેમે દુર પળાય; નિશ્ચળ બુદ્ધિ થાયે સારી, ધન્ય ધન્ય કહેવાય. ૨ ગૌહત્યાનું બ્રહ્મહત્યાનું, પ્રાયશ્ચિત પુરૂં થાય; ભક્ષ્યા ભક્ષ્યનો દોષ નાસે, પવિત્ર તે થઇ જાય. ૩ સ્ત્રી બોલી સ્વામી પ્રત્યે, અધીકાં જે

વેણુ; દીવે દીવો છાણે છાણું, ભાગ્યું જે અહમેહ. ૪ સ્વામી પહેલી સ્ત્રી જમી હોય, વિપ્રને દીધી ગાળ; રજ નાખ્યું હોય સર કે સરીતા ક્ષુદ્ર દોષની જાળ. ૫ સર્વે નાસે પાતિક તેનાં, વળેજ ગંગા સ્નાન; ગુરૂ જ્ઞાનની ગમ પડે ઝટ, આવે તેને ભાન. ૬ હુંપદમાં જે જનમ ગુમાવ્યો, તે હુંપદ તો નાસે; શુદ્ધ જ્ઞાન થાયે સુણતામાં, પુસ્તક રાખે પાસે. ૭ દ્રૂપદ રાયે ધ્યાન ધર્યું કે, ઇલોર ગઢથી આવ્યા; કંબા સુત્ર કમંડલ ધારી, હંસ ચઢયા મન ભાવ્યા. ૮ આવીને ઉતર્યા છે તે તો, દ્રૂપદ રાયને ગામ; રાજસભામાં સીધા ચાલ્યા, વિશ્વકર્મા અનામ. ૯ અહો રાય તેં કેમ બોલાવ્યો, શું પડયું મુજ કામ; શાને માટે શું કરવાને, તેડાવ્યો આ ઠામ. ૧૦ દ્રૂપદ કર જોડી પણ કહે છે દેવ આપ પધારો; મારા મનના મનસુબા તે સીદ્ધ કરી સધારો. ૧૧ એમ કહીને આસન આપ્યું, પુજ્યા અર્ઘ પાદ્ય; ચંદન પુષ્પાહાર આરોપી, શ્રીફળ મુકયું પાગ. ૧૨ અંજલી જોડી સ્તુતી કીધી, કૃત કૃત કીધો હુંને; વ્યાસ ઋષી તો કહી ગયા છે, રચીઆ પોતે તુને. ૧૩ પુત્રી મારી પાંચાલી તે, થઈ છે વરવા જોગ; સ્વયંવરમાં મચ્છ-વેધનો, વ્યાસે આપ્યો યોગ. ૧૪ મચ્છવેધ તો જે કરે નર, તેને કન્યા આપુ; પુજ્ય મારો કરીને હું, ઉત્તમ તેને થાપું. ૧૫ તે માટે તે કૃતિ કરીને, સભા રચો સુભ સારી; દેશદેશના રાજા આવે, જોઈ જાય બલીહારી. ૧૬ એમ કહીને શ્રીફળ ફોફળ, પાન કંકુ આપ્યાં; અક્ષતે ભોમિ વધાવી, માપ અનેરાં માપ્યાં. ૧૭ ગામ ગાંદરે સોળ યોજન, પૃથ્વી સાફજ કીધી; તે મધ્યે રહિ વિશ્વકર્મા, જલાંજલી તો લીધી. ૧૮ મંત્ર ભણીને છાંટી તેને, પવિત્ર ભોમ બનાવા; બીજી અંજલી કરમાં લેઇ, આ રસથીજ જડાવી. ૧૯ રાતા પીળા લીલા રૂપેરી, સોનેરી કંઈ રંગ; શ્રી યંત્રને સ્વસ્તી યંત્રના, પાટ પડયા અભંગ. ૨૦ ત્રીજી અંજલી લીધી કરમાં, છાંટી તે ચડીચોટ; આર-સભુ ચોસઠ ગાઉ ફરતો, કીધો કોટ કનક. ૨૧ કોસીસાં ને કર્યાં કાંગરા, કિનારે તો ઓપે; હૈયારખાં ને બાકાં મુકયાં, બુરજ બાંધ્યા ચાંપે. ૨૨ ઇશાણ ખુણે શોભાવતો, દરવાજો કર્યો એક; તેના ઉપર બેઠક બાંધી, સીલાજડી વિવેક. ૨૩ ચઢવાની સીડીને ફરતી, આરસ પગથી સારી; છત જડીને બારી મુકી, તેની તો બલીહારી. ૨૪ મેના પોપટ કાકા-કૌવા, ચીત્ર અલેખે કીધાં; વાવ્ય અગ્નિ નૈરૂત ખુણે, જવા બારીઆં દીધાં. ૨૫ પશ્ચિમ પાસે મહેલ બાંધ્યો, નૌતમ શોભા તેની; શેષ શારદા વરણુન કરતાં, જીભ ચાલે નહિ જેની. ૨૬ વિશ્વકરમા જાતે કરતા, ત્યાં બાકી શું હોય; જાળી બારી અટારી સારી, મુકી છજાવ-

જોય. ૨૭ ગોખ મંદીર માળીયાં છે, રંગ વિરંગી જેહ; ભાંતીએ ચીત્રામણ સારાં, તોરણ મોતી તેહ. ૨૮ ઉત્તમ શોભા ઉત્તમ રચના, ઉત્તમ છે સરસાઈ; વિશ્વકરમા જાતે પોતે, કીધી અતી નવાઇ. ૨૯ મીનાકારી ગઢી બાંધી, જે રઢીયાળી સારી; હાંડી તખ્તા ઝુમ્મર ટાંગ્યા, ગ્લાસ ઘડીયાળી. ૩૦ વિવેકે તો મહેલ બાંધ્યો, ગોખ ચોક ભર્યો નોક; મેડી મંદિર ઝરૂખાનો, મુકી દીધો ઝોક. ૩૧ રત્ન સીંહાસન તેમાં માંડયું, તે પર કનકનું છત્ર; વેલ પાંદડી પાડી તેમાં, રંગ વિરંગી પત્ર. ૩૨ જરી ઝવેરને વસ્ત્ર જડીયાં, ફરતી મોતી ઝુલ; ઝવેરીકો આવ્યો હોય તો, તેનું થાય ન મુલ. ૩૩ એવી શોભા ત્યાં કરીને, દક્ષિણ દીશા જાય; જળ અંજલી કરમાં લઇને, છાંટી ભોમી માંય. ૩૪ મયુરાસનને સિંહાસન, સુખાસન રાજ્યાસન; એવાં છપ્પન કરોડ કીધાં, ચતુર પગથી આસન. ૩૫ એક આસન બીજું કીધું, નવ પગથીનું જોડ; શ્રોતા સંશય ના કરો, બસવા શ્રી રણછોડ. ૩૬ પ્રભુ સંગ બળદેવજી, યાદવ સહુ આસપાસ; પછી પુર્વ દિશા ગયા, ઉર અતી ઉલ્લાસ. ૩૭ જલાંજલી કરમાં લઇને, મંત્રી છાંટી ભોમ; નવિન રંગ ત્યાં નિપજ્યા, કહેતાં નાવે કોમ. ૩૮ ચોરાશી સહસ્ત્ર ત્યાં, બનીયાં સિંહાસન; અતુલિત શોભા તે તણી, બેસે ક્ષત્રી તંન. ૩૯ જેવો રાજા તેવું ઉંચું, રચીયું છે આસન; એક બે ત્રણ ચાર પગથી, અગીઆર સુધી ધન. ૪૦ એ એકાદસ પગથી આસન, બેસે દુર્યોધન; સુવર્ણ છત્રસહ રચિયાં આસન, કારીગરી ધરી મન. ૪૧ તકરાર કોને થાય નહિ, માટે લખીયાં નામ; જે રાજાનું માપ જેટલું, તેહ વિચારી મામ. ૪૨ પછી ઉત્તર દિશ જાતા વિશ્વકર્મા તે ઠાર; મંત્ર ભણી પાણી છાંટી કીધાં, આસન ઇઠાસી હજાર. ૪૩ બેબે પગથી કેરાં આસન, રૂષિ મુનીનાં કરીયાં; ત્રાંબા કેરાં છત્ર વીરાજે, મૃગ ચર્મ પાથરીયાં. ૪૪ પંચ પાત્રને આચમની, ગૌમુખી રૂદ્રાક્ષમાળ; જે જે જોઇએ તે તે મુકયું, અગ્નિકુંડ પણ સાર. ૪૫ એવી શોભા ઠામ કરીને, સભા મધ્યે તે જાય; જળ છાંટીને કુંડ બનાવ્યો, સજીવન જળ ભર્યું ત્યાંય. ૪૬ લાંબો પહોળો અને ઉંડો, સવાલક્ષ ગજ સાર; નિર્મળ જળની મધ્યે ભાગે, સ્થાપ્યો થંભજ ચાર. ૪૭ દ્વાદશ કોશ પ્રમાણ ઉંચો, મધ્યે ખીલો નેક; ત્રાંસ તેણે બાંધિયો, ઝુલે પહોળાં વાંસ એક. ૪૮ થંભ અગરે દ્વાદશ કોશે, સુવર્ણ મચ્છ કીધ એક; વિગત કેરા વાયુથી તે, ચાક ચઢે છે નેક. ૪૯ એ રીત ઉત્તમ ઠામ બનાવી, તેડયા દ્રુપદ રાય; ખામી હોય તો બોલજો, એમ કહે વિશ્વકરમાય. ૫૦ રાજા જોઇ રાજી થયો, વદ્યો વિનયનાં વેણ; કૃત્ય કૃત્ય થયો ગદ ગદ લહ્યો દ્રુપદ

રાજા તેણ. ૫૧ પછી બોલ્યો પાય લાગી, અહો હંસા રૂઢ; આપ ક્રિયામાં ન્યુન ખામી, કાઢે તે તો સુઢ. પર વલણ—પુર્ણ સભા રચી પ્રીતથી, આજ્ઞા માગી ત્યાંયરે; દાસ છગન કહે દ્રૂપદે, વિશ્વકરમા કર્યો વીદાયરે. ૫૩

## કડવું ૪ થું. રાગ સામેરી દેશી

આજ્ઞા માગી વિશ્વકર્મા, ત્યાંથી થયા વિદાય; સુત કહે શૌનક રૂષિને, મચ્છવેધ કથાય. ૧ પછી દ્રૂપદે ભરી સભાને, પુત્રો તેડયા પાસ; અષ્ટ સચિવને આજ્ઞા દિધી, કંકોત્રીની ખાસ. ૨ દેશેદેશ તો પત્ર લખીને, તેડોતે રાજન; પેહેલી લખજો છત્રપતીને, આવે દુર્યોધન. ૩ શિરોમણી છે સર્વ રાયમાં, દુભાય નહિ તે માટ; દુભાવિયા સૌ લખના બેઠા, સુત શીખડી સાથ. ૪ દ્રૂપદ રાજા લખાવે છે, વિનય ધરીને તેહ; દેશ દેશના રાજા પ્રત્યે, હસ્તીના પુર જેહ. ૫ ॥ રાગ કંકોત્રી ॥ સ્વસ્તી શ્રી હસ્તીનાપુર ગામ, શીરછત્ર શિરોમણી ધામ; વિદ્યાવંત ચતુર ચાતુર, કુરૂકુળ દુર્યોધન નુર. ૬ યશવંત અતિ ઉત્તમ, શતપુતરાષ્ટ્રના તંન; લખીતંગ શ્રી દેશ પંચાળ, નિજ સેવક દ્રૂપદ ધાર. ૭ નમ્ર પણેથી વિનતી સારી, રાય ધ્યાનમાં લેજો ધારી; યજ્ઞ કીધો અમોએ એક, મધ્યે પ્રકટી કન્યા નેક. ૮ છે રૂપ અને ગુણ પ્રાસ, તેનું દ્રૂપદી ધરીયું નામ; તેનું લગન સ્વયંવરે થાય, મચ્છવેધ રચ્યો છે ત્યાંય. ૯ આપ આવો તો ઉત્તમ દીસે જોઇ, તમોને મન દીસે; જો હોયે પાધરા પાસા, તમ કુળ શોભે એમ આશા. ૧૦ તમો પધારે પાવન થઇએ, આ કન્યા તમો જોગ કહીએ; શુકલ પંચમી ને ગુરૂ વાર, માસ વૈશાખ તો નિરધાર. ૧૧ લગ્ન મહુરત તે દીન સાર, પહેલાં આવજો દિવસ ચાર; સાથ કુટુંબ સર્વ લાવજો, ખેપ કરી વહેલા આવજો. ૧૨ અન્ય દેશના આવે રાય, ભાગ્ય બળે તે વરે કન્યાય; મચ્છવેધ હુશીલો જે કરશે, મારી કન્યા તેને વરશે. ૧૩ બીડી પત્રને આપ્યો હાથ, કહ્યું અહેચરને તે સાથ; દેજે હસ્તીનાપુર નરનાથ, તેડી લાવજો સૌ સાથ. ૧૪ અન્ય દેશમાં લખીયા પત્ર, કંકુ છાંટી મોકલીયા તત્ર; લખ્યું સર્વને વહેલા આવો, મચ્છવેધનો લેવા લહાહો. ૧૫ શુકલ પંચમી ને ગુરૂવાર, માસ વૈશાખ લગન નિર્ધાર; ભાગ્ય બળશે વરશે કન્યાય, કરે મચ્છવેધ જમાત્ર થાય. ૧૬ બીજા સર્વેને લખી એમ, લખવા દ્વારમતી ધર્યો નેમ; પત્ર એક તે હાસે આણી, શાહી ખડીયા માંહી ભરાણી. ૧૭ બોળી કલમ

કરી વિવેક, લખ્યો કૃષ્નને પત્રજ એક; મુજ રંક ગ્રહે એક કન્યા, યજ્ઞમાંથી થએલી તનયા. ૧૮ તેને પરણાવવા ધર્યો નેમ, મચ્છવેધ સ્વયંવર જેમ; વ્યાસ મુનીનું વાએક સત્ય, વિશ્વકર્માએ રચી મત્ય. ૧૯ શુકલ પંચમીને ગુરૂવાર, માસ વૈશાખે લગનજ સાર; તે ટાણે વ્હેલા પધારો, સંગકુળ કુટુંબ સધારો. ૨૦ દેઈ દરશન કરો પાવન, ઓરે મારા જુગજીવન; પત્ર બીડી સેવક મોકલીયો, દ્વારામતી ચાલતો કીયો. ૨૧ પછી રૂપિ ઇઠાશી સહસ્ત્ર પત્ર લખ્યા વિનંતી જસ્ત્ર; લખ્યા સર્વને નમસ્કાર, સ્વયંવર તણા સમાચાર. ૨૨ મુજ ઘેર મહારાજ પધારો, નિજ સેવક કરૂણા કરો; તમો પધારે પાવન થઇએ, ઘર ગામ આનંદી કહીયે. ૨૩ દાસ ઉપર દયા ધરજો, દેશ પંચાળ પધારજો; સર્વને પહોંચાડવા પત્ર, રાય સેવક સંચર્યા તત્ર. ૨૪ દેશ દેશાન્તર ચાલી વાત, મચ્છવેધ સ્વયંવર ખ્યાત; ત્યાં તો શોભા થવાની સારી, ઉદ્યોગાર્થ આવ્યા વહેપારી. ૨૫ દશ દીવશ પહેલા ગયા, માંડી દુકાન સાબદા થયા; માંડી બજારો નગ્રની બહાર, શાક પાનને વસ્ત્ર અંબાર. ૨૬ ભીડ ભરાણી ગામ આગળથી, સુવા બેસવા જગા નથી; રૂપિ માટે વિચારે રાય, બાંધ્યો માંડવો તે ઠામ. ૨૭ મધુમાસ પ્રતીપદ ભાનુ વારે, સર્વ ક્ષત્રી આવ્યા તે ઠાર; પોતાનું સેજન લેઇ, ગામ ગાંદરે આવ્યા તેઇ. ૨૮ ડંકા નીશાન ને છડીદાર, આવ્યા સર્વ રાય તે ઠાર; જાચે માગણ સારગ માય, બોલે ભાટ ચારણયશ ત્યાં. ૨૯ નાચે અપ્સરાઓ નવનીત, ગાન ગાંધર્વનું બહુ રીત; કરે વખાણ કવી કોટીધા, દેછે સીરપાવ ને વળી સીધાં. ૩૦ એહ રીતે સહુ ક્ષત્રી આવ્યા, દેશ પંચાળ નિહાળી ભાવ્યા; નગ્ર બારણે તંબુ તાણી, સર્વ ઉતર્યા નિજનિજ ઠાણી. ૩૧ દ્વારીકાથી જાદવ ચાલ્યા, બળવંત છપ્પન ક્રોડ મહાલ્યા; હળ લઇ હળધારી, વળી રણછોડ શ્રી ચક્રધારી. ૩૨ સર્વ આવ્યા પંચાળ દેશ, દીધું આદરમાન નરેશ; સર્વ રાયના તંબુ આઘા, સર્વ યાદવ ઉતરીયા બાઘા. ૩૩ રૂપિ આવ્યા ઇઠાશી હજાર, ઉતર્યા મઠમાં તે સાર; રાય દ્રૂપદે આદર ધરીયા, નિજ જગામાં વિપ્ર ઉતરીયા. ૩૪ એક એક રૂપિસેવા કાજ, સેવક એક એક મુકયો રાજ; જે જોઇએ તે હાજર કરે, ચતુર કાંઈ ચુક નવ ધરે. ૩૫ કૈક આવ્યા ને કૈક આવેછે, કૈક તૈયારી જાવા કરે છે; ધૌમ્ય રૂપિ તણે પત્ર પહોંચ્યો, તેતો શીષ્યે ખુંખારી વાંચ્યો. ૩૬ તેહ સુણ્યો સહુ વિધારથી, પાંચ પાંડવ કુંતા સતી; એક એકને કરી સાન, પહેલા ઉઠયા ધર્મ રાજન. ૩૭ વલણ—ધર્મ પહેલા ઉઠીયા, પછી ઉઠયાં માતરે; દાસ છગન એણીપેર વદે, ઉઠયા ચારે ભ્રાતરે. ૩૮

## કડવું ૫ મું. રાગ આશાવરી.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; ધૌમ્ય રૂષિની સાથે જાવા, મઢીમાં વિચાર થાયે. ૧ ભીમ સમજાવે કુંતાજીને, અહુણા વાંક બતાવો; કેવો ડાહ્યો થઇને રહુંછું, તે તો મનમાં લાવો. ૨ ભય ભરેલો ભયને દેખે, સપનાં ભયનાં આવે: હાલે ચાલે ફરે હરે પણ, શંકા મનમાં લાવે. ૩ એવું માના તમો કરો છો, સદાય ભુંડો ભાળો; લીંબોળી હોય પાકયે મીઠી, તે તો મનમાં લાવો. ૪ કહે કુંતા હમણાનો નથી, વાંક જરાએ તારો; પણ દુર્યોધનને દેખે, તો ના રહે તું ઝાલ્યો. ૫ તારી આંખો ફાટી જવાની, એહ દુષ્ટને જોઈ; ભીમ કહે મે મન વાળ્યું છે, કરૂં તોફાન ન કાંઈ. ૬ અરીસ્યો પણ મુકી દીધું, થયો કબુદ્ધિ કાહડયો; સાથે ઘણું દુઃખ પડયું છે, જાણુય આજથી ડાહયો. ૭ કુંતા કહે તો કરો તૈયારી, આગળ ઉભાં રહીયે; ધૌમ્યરૂષિ નીકળે કે, પાછળ પાછળ જઇયે. ૮ માતાની આજ્ઞા થઈ કે, વસ્ત્ર ગાંસડી લીધી; સાદડી તુમડી સાથે લઇને, તૈયારી તો કીધી. ૯ ધૌમ્યરૂષિ તૈયાર થયાને, સુખપાલ બીરાજ્યા; ચાર સેવકો ઉચકી ચાલ્યા, જય જય શબ્દે ગાજ્યા. ૧૦ અડધા પાછળ, સહુ શિષ્યો ચાલે; પ્રશ્નોત્તર કરે એક એકને, વિદ્વતામાં મહાલે. ૧૧ ઝુંપડીએથી પાંડવ આવ્યા, પડયા રૂષિને પાય; રૂષિ કહે કે સેવક મારા, તમે આવો કયાંયે. ૧૨ કુંતા કહે કે તમો સાથે, જોવા પાંચાળ દેશ; સુખ જાત્રા અમો કરશું, યાદવ રૂષિ નરેશ. ૧૩ કોને આશારે અહિંઆં રહીએ, અહો રૂષિ મહારાજ; ધૌમ્ય કહે કે તમો આવ્યે, મુને આવે લાજ. ૧૪ કહે ધર્મ ત્યાં હો મહારાજા, પંથે સંગે રહિશું; ચાર ગાઉ રહેશે કે, બીજે પંથે જઇશું. ૧૫ પંથ નથી દીઠો તે માટે, સંગે સંગે જઇએ: રૂષિ કહે કે ઠીક ત્યારે, બીજે મારગ વહીએ. ૧૬ ધર્મરાયે હાથ જોડયા, વાતો કરતા જાય; ચાર ગાઉ દુર ગામ રહ્યું કે, પાંડવ લાગ્યા પાય. ૧૭ પગે લાગી છુટા પડીયા, અવર પંથ પળાય; રૂષિએ ત્યાં આશિષ દીધી, પાંચે જાય. ૧૮ બીજે મારગ થઇને આવ્યા, નગરતણે દરવાજે; જવા નગરમાં માગ મળે નહિ, ભીડ ઘણેરી ગાજે. ૧૯ કહે કુંતા કેમ કરીશું, નથી જવાનો લાગ: હું તો હિચબીને મરી જાઉં, પગ મુકવા નહિ માગ. ૨૦ ભીમ કહે હું આગળ થાઉ, મારી પુંઠે આવો; ધર્મ કહે દુઃખ દો નહિ કોને, ભલે આગળ થાવો. ૨૧ તેથી ભીમ તો થયો આગળ, પુંઠે માત ને ભ્રાત; જરા જગો ત્યાં નથી જવાની, ગભરાયે બહુ માત. ૨૨ એવે ભીમ તે

વચ્ચે પડીયો, દેખી લોકો ત્રાસે; ડોળા કાઢી દંત પીસે, ગભરાતા સૌ નાસે. ૨૩ દે હડસેલા ઉપર ધકા, કઇતો કચરાઈ જાય; દરવાજામાં માગ થયો ને ગયા ગામની માંય. ૨૪ ગામ વિશે પણ ભીડ ભારે, માતા કહે શું કરશું; જગા નથી ઉભા રહેવાની, કો ઠામે જઈ ઠરશું. ૨૫ સહેદેવ કહે કે ચાલો માતા, કરીએ કાંઈ પેર; જગા મોકળી રહી હશે એક, પ્રજાપતને ઘેર. ૨૬ એમ જાણી ત્યાં તે આવ્યા, પરજાપતની પાસ: આવીને પાંચે જણ બોલ્યાં, કષ્ટ કાપો ખાશ. ૨૭ સુખ જાત્રા કરવાને આવ્યાં, ઉતરવા નહિ પેર; ઉતારા માટે આવ્યો છું, કરો કંઈ મહેર. ૨૮ પરજાપતને દયા આવી, ભક્ત પ્રભુનાં જાણી; નાની સરખી ઓરડી તે, આપી હેતજ આણી. ૨૯ તેમાં જઇને પાંચે બેઠાં, શાંતિ વાળી સતીયાં; ભીમ વિચારે કુંભાર કાકો, ઠીક મળ્યો લઉ લતીયાં. ૪૦ વૃકોદરે એમ જાણી, ઉતારી નાંખ્યું સુખ; ઘાંટો કાઢી ખાવા માગ્યું, સાજી લાગી ભુખ. ૩૧ કુંતા કહે કે પેલા ભવનો, સાચો શત્રુ જાગ્યો; સુખે નહિ રહેવા દે અમને, ભેદ હતો તો ભાગ્યો. ૨૨ આમ અમને દુઃખ દેવું તું, ત્યારે શીદને લાવ્યો; મોટે સાદે કહેવા લાગ્યો, ભુખ દુખથી ભાગ્યો. ૩૩ ઘાંટા તે સુણ્યા કુંભારે, ઉઠી ગયો તે એમ; ઓરે ગાંડા ગરીબ માને, વીતાડે છે કેમ. ૩૪ ભીમ કહે છે ભુખજ લાગી, જીવ મારો જાય; પેટમાં તો કચરમ બોલે, ખાવાનું મન થાય. ૩૫ સુણી દયા ઓઝાને આવી, કહ્યું કે ડાહ્યો થાને; ઓલી ખડકી ખાણુ ચણાની, મુઠી ભરી લઇ ખાને. દ૬ ગધેવ માટે ચણા ભર્યા છે, હજાર મણ તો પુરા; એક મુઠી તું ખાશે તો નહિ થાય અધુરા. ૩૭ ભીમે જાણ્યું ભાગ્ય ભળીયું, હવણાં લેવા ન જાઉં; કુંભાર કાકો આઘો જાય તો, ચણા બધા હું ખાઉં. ૩૮ એમ વીચારી ભીમ બોલ્યો, કાકા ડાહ્યો થઇશ; હવે જીવને વળી સબુરી, મોડો લઇને ખઇશ. ૩૯ ઓઝો કાકો કહેવા લાગ્યો, ગાંડા ડાહ્યો થાજે; ખાણુ ઉઘાડી ચણા લઇને, મને દેખાડી ખાજે. ૪૦ ભીમ કહે કે સારૂ કાકા, કુંભાર ઘરમાં ગયો; એ તે ભીમનો લાગ આવ્યો, કે તે ઉભો થયો. ૪૧ ખડકીમાં જઇ ખાણુ ઉઘાડી, દીઠા ચણા અપાર; મુઠી ભરી ભુજ બાહેર રાખ્યો, મોં ઘાલ્યું મહી સાર. ૪૨ હોઠે લેને દાંતે ચાવે, કાકાનું ધન ટાળ્યું; એકે દાણો રાખ્યો નહિ ને સાફ વાસીદુ વાળ્યું. ૪૩ ખાણુ જેવી હતી તેવી, ઢાંકી ગયો તે ઉઠી; પરજાપતને જઈ બતાવી, લીધી એકજ મુઠી. ૪૪ કહે કુંભાર કે ફાકી ખાજે, ડાહ્યો થજે લગાર; સારૂં કાકા કહીને ચાલ્યો, આવ્યો ઓરડી દ્વાર. ૪૫ નિકુળ સેદેવને જઇ કીધું, હયો ચણા મન આણી;

ચપટી ચપટી ફાકી ખાસો, તો પીવાસે પાણી. ૪૬ કહે કુંતા ફાકી ખા તું, ઉઠયો દેવની પેઠે: ભીમ કહે કે ભુખ નથી મા, ભરાચું મુજ પેટ. ૪૭ ત્યારે વહેમ પડયો કુંતાને, મન રહ્યું નહિ (હોય) ઝાલ્યું; બધી ખાણ તેં ખાલી કરીને, ગરીબનું ઘર ઘાલ્યું. ૪૮ ભીમ કહે કે શું બોલો છો, સંશય મનનો મુકો; જતા કાકાને દેખાડી મુઠી, જઇને પુછી જુઓ. ૪૯ વિશ્વાસ ત્યારે માને પડિયો, બોલ્યાં પછી કુંતાય; બોરે ધરમ અરજુન બેઠા, ભેખનો કરો ઉપાય. ૫૦ વલણ—ખાધા કેડે કંઇ કરો, શુરવીર મુજ સંતાનરે; દાસ છગન કહે કાપડ વેચી, ખાવા લાવો ધાન્યરે. ૫૧

## કડવું ૬ ઠું. રાગ ચાલતો દેશીફેર.

વૈશંમપાયન રૂષિ કહે છે, સુણ જનમેજય રાય; વિસ્તારી હું તુને કહું છું, દ્રુપદ નગર શું થાય. ૧ ખડવડોવા તારા સાથે, પાંચ ભાઇ શું કરતા; પંચાળ નગરે આવી તે તો, શોચનામાં પડતા. ૨ ભીમ ભુંડો ખાવા લાગે, બરકા ભુસો પાડે; સર્વ જનોને કરે ગાભરાં, ના આપે તો ત્રાડે. ૩ કુંતા માતાને નવ સુજે, ઘડી ઘડી ગભરાઇ જાયે; ધરમ અરજુનને આવિ કે, દુઃખ દીલ જે થાયે. ૪ ભુખે તરશે પડી રહે ને, દુઃખ ખમે તે ઝાઝું: આ ઠામે પણ એવું બનિયું, ખાવાને નહી ભાતુ. ૫ ત્યારે કીધું આવી ધરમને, કાપડ વેચી નાંખો; જેમ તેમ કરીને લાવો, અન્ન તણો શો રાગો. ૬ અરજુન ધરમે કાપડ લીધું, અને વેચવા જાય; કાપડનો કોઇ ભાવ ન પુછે, ફરે નગર શેરી માંય. ૭ હરી ફરીને ખપે ખાવાનું, મોઘું અન્ન વેચાય; શાક ભાજી મળે શાનાં, ટાંકે જળ તોળાય. ૮ ઘાસ ચારો તે પણ મોંઘો, બેશી રહે વહેપારી; કણીયો કાંકણીયો થઈ ડોલે, હલાહલ મોંઘવારી. ૯ એવું દેખી બે પસ્તાયા, વિચાર ધરમે કીધો, ફેંકી દેવાને ભાવે સઘળો, માલજ આપી દીધો. ૧૦ સહેજસાજ જે પૈસા આવ્યા, તેના દાણા લીધા; ઓરડીએ જઇ આપ્યા માને, સરવે મનમાં બીધા. ૧૧ કુંતાએ રસોઇ કીધી, સરવે ભોજન કીધું; બીજા દીન માટે નવ ઘરમાં, એક દાણો સીધું. ૧૨ પંડ પોષણ જેમ તેમ કીધું, પડી રાત્રી સાર; કુંતાજી કહે કેમ કરીશું, કાલે અન્ન ઉધાર. ૧૩ કહે સેદેવ આજ પરોઢે, અને ઉઠાડો માત; નદી ઉપર ન્હાવા જાશું, અમો પાંચે ભ્રાત. ૧૪ નાહી ધોઇ નીત્ય પરવારી, જઇશું શામી તીર; હાથ જોડીને ઉભા રહીશું, અમો પાંચે વીર. ૧૫ રાજા રૂષિ રહયત આદત.

ન્હાવા આવે ત્યાંય; સૌનાં દર્શન કરવા આપણે, બીજો નહિ ઉપાય. ૧૬ વણ માગ્યે ઇશ્વર અન્ન આપે, ન માગવું કોશું નેટ; ભીમ કહે સૌ હાથ જોડજો, હું તો કુટીશ પેટ. ૧૭ માગ્યા વિણ તો મા નવ આપે, માટે પેટ પછાડું; સેદેવ કે ઠીક એમ કરજો, કંઈ ન બોલવું આડું. ૧૮ વાત સર્વને ગળે ઉતરી વિચાર કીધો નેટ; નિશ્ચય કાલે એમજ કરવું, એ કર વચમાં પેટ. ૧૯ આજુ બાજુ કદી કર્યું હોય, કાપી દુરજ ધરીયે; પણ પ્રભુએ વચમાં કીધું, કહો તેને શું કરીએ. ૨૦ એમ વીચારી શયન કીધું, થયો પ્રાતઃકાળ; તવ માતા કુન્તાએ જગાડયા, ઉઠો પાંચે બાળ. ૨૧ જાગી ઉઠી સર્વે બંધુ, ગયા ગંગા સ્નાન; નાહી ધોઇ નિત્ય પરવારી, ધર્યું પ્રભુનું ધ્યાન. ૨૨ પછી ગયા તે સામી તીરે, પેટ તણા મનસુબા; સુર્ય સન્મુખ કર લંબાવી, સંપુટ હાથે ઉભા. ૨૩ એવે ત્યાં તો વહાણું વાયું, આવ્યા નહાવા લોક; રાજા રઈયત રૂપિ જાદવ, ભીડ થઇ અથોક. ૨૪ ચાર વર્ગ તે ચાર ઠેકાણે, કરે નદીમાં સ્નાન; જાદવ જોદ્ધા જળમાં ઝીલે, મદ ભર્યા મસ્તાન. ૨૫ વિપ્રો નાહી સંધ્યા કરતા, અર્ઘ રવિને આપે; રાજા સર્વે તેલ ફુલેલે, નિજ અંગ મસળાવે. ૨૬ જાણે હું થઉં બહુ રૂપાળો, દ્રૃપદ કન્યા ચાપે; મુછ ફાંકડી પાઘ વાંકડી, વિપ્રને પ્રેમ મન વ્યાપે. ૨૭ જેને જેવું ફાવે તેવું, કરેજ જળમાં સ્નાન; જાદવ જોદ્ધા બળદેવ નાહ્યા નાહ્યા શ્રી ભગવાન. ૨૮ તેવે ટાળે સામી તીરે, જોઈ દયા મન છુટે; ચારે બંધુ સંપુટ હાથે, પેટ વૃકોદર કુટે, ૨૯ તે વખતે નાહી નાહી નિકળીઆ, પોતે શ્રી ભગવન; અંબર બદલતાં ભકત દીઠાં, અશ્રુ વહ્યાં લોચન. ૩૦ અરેરે મારા દાસ દુખી છે, અંન જળના ઉધારા; એક કણીકો ખાવા નહી ને, કુટે પેટ બીચારા, ૩૧ શીત વૃષા ને તાપ વેઠી, ધ્યાન ધરે છે વનમાં; હું નિષ્ઠુર સંભાળ લઉ નહિ, છું નુગરો હું જનમાં. ૩૨ એમ વીચારી સંકલ્પ કીધો, હવે કરૂં હું સ્હાય; એ પાસે મચ્છવેધ કરાવું, પરણાવરાવું કન્યાય. ૩૩ આવેલા સૌ પાછા કાઢું, નીશ્ચય એ મન સાથ; સેદેવને ચેતાવવા માટે, ઉંચા કીધા હાથ. ૩૪ તે જોઇ સહેદેવ કહે છે, કરો ન હવે કેર; મુકામે ચાલો સહુ આપણા, શીધ્રાં આવશે ઘેર. ૩૫ ભીમ કહે કે કો કહે નહિ, વિશ્વાસ આવે કેમ; કહે સહેદેવ મારે માથે, ઘેર ચાલો ભેમ. ૩૬ વચન સાંભળી ત્યાંથી ચાલ્યા, ગયા મુકામે ભ્રાત; શું થયું કહો કુંવર મારા, પુછે સૌને માત. ૩૭ સેદેવ આવ કહે આવશે સીધાં, વધો ભીમ વચન; ઓ મા કોઇએ નથી બોલ્યું. કે મોકલીએ અન્ન. ૩૮ કહે કુન્તા ધીરજ રાખો, વેણુ જોષીનું સાચું; ભીમ કહે જો જુઠું પડશે,

ભાગીશ એનું ડાચુ. ૩૯ એમ ટીખળ કરીને બેઠા, હવે ત્યાં શું થાય; રાજા રૂષિ જાદવ સરવે, સ્નાન કરીને જાય. ૪૦ પછી પ્રભુ તંબુથી ચાલ્યા, ગયા દ્રુપદ આવાસ; રાજા ઉઠી પાયે પડીયો, કેમ પધાર્યા ખાસ. ૪૧ મેહેર મુજપર કીધી ઝાઝી, અહો પ્રભુ શ્રી કૃષ્ન; મન ઉલટ આવી ને આવ્યો, તને પુછુ છું પ્રશ્ન. ૪૨ તારા ગામે કો જન આવે, જોવા સ્વયંવર ઠામ; ઉત્તમ જાતી દુર્દશાના, હોય ન પાસે દામ. ૪૩ ભીક્ષા તો તે માગે નહિ ને, કરે નહી મજુરી; તેવા જન જોવા આવ્યા હોય, તો શું કરે હજુરિ. ૪૪ દ્રુપદ કહે એ મહારાજા તેનું કષ્ટ કપાવું; નીત્ય સીધાં બતાવો તો, જોઈએ તેમ અપાવું. ૪૫ કૃષ્ણ કહે કે કહો શેવકને, આવે મારી સાથ; ખાય તેટલું તેને આપો, હુકમ આપો હાથ. ૪૬ રાયે તેડી છડીદારને, કહ્યું કે સાથે જાઓ; કૃષ્ન બતાવે તેને સીધાં, જોઇએ તેમ અપાવો. ૪૭ મોદીખાને તેડી જઇને, આમ મોદીને કહેજે; રીતી નીતી પ્રવીણ થઇને, ચકોર ઝાઝા રહેજે. ૪૮ જેટલું ને જેવું જોઇએ તેવું તેટલું દેવું; જેટલા દહાડા રહે તેટલા, દેવા મોદીને કહેવું. ૪૯ એમ કહીને વીદાય કીધો, પ્રભુ સાથે જાયે; કુંભારના ઘર પાસે આવી, કૃષ્ન રહ્યા ઉભાય. ૫૦ પછી કહ્યું કે પેલી ઓરડી, તેને બોલાવી લેજે; જેવી રીતે રાયે કીધું, તેમ અપાવી દેજે. ૫૧ એમ કહીને કૃષ્ન વળીયા, ત્યાં ગયો છડીદાર; હજુરી આવતો ભીમે દીઠો, દીધો ઘણો આવકાર. ૫૨ કહે હજુરી તમે ચાલો, ભંડારે લઇ જાઉં; જેટલું જોઇએ તેટલું સીધું, મોદી કને અપાવું. ૫૩ સુણી ઉઠયા ધર્મ અર્જુન, ભીમ પણ સાથે થાય; ત્રણેને હજુરી તેડી, મોદીખાને જાય. ૫૪ ધરમ કહે છે ભીમને, ત્યાં નહિ તારૂં કામ; વાંધાં પાડે વના વિચેકે, બેસી રહે તું ઠામ. ૫૫ મીઠા ઝાડનું મુળ કાઢે, અણસમજ્યું તો બોલે; ભીમ કહે કે કંઈ નહિ બોલું, મોદી તોલ ન તોલે. ૫૬ ધર્મ કહે કે ત્યારે ચાલો, ચાલ્યા સર્વે સંગ; મોદીખાને આવી ઉભા, સીધાને ઉમંગ. ૫૭ કહ્યું છડીદારે મોદીને, વેણુ રાયનું થાપો; આ લોકો અહીં રહે જવલગ, તવલગ સીધાં આપો. ૫૮ જેટલાં ને જેવાં જોઇએ, આપો તેટલાં તેવાં; હવેથી હું તો નહિ આવું, રોજ તમારે દેવાં. ૫૯ મોદી પુછે કેટલું જોઇએ, છો તમે કેટલાં જણ; ભીમ કહે કે સુણો મોદી, જોઇએ કણેક સોમણ. ૬૦ સોમણ ઘી ને સોમણ સાકર, પાંચ મણ મશાલો; પચાસ મણ દાળ ચોખા, શાક પચીસ મણ આલો. ૬૧ સાંભળી છડીદાર બોલ્યો, છો તમો કો પેચી, આટલું બધું સીધુ લઇને, ખાવું તમારે વેચી. ૬૨ ભીમ કહે ચાલો જોવાને, પુરણ પેરજ ભરજો; વધે

તો ફરી નવ દેશો, ઘટે તો પુરૂં કરજો. ૬૩ મોદીનો ચાકર કે, બેસી કરાવું રસોઈ; મોદીએ ત્યાં સીધાં દીધાં, માને ન સાચું કોઈ. ૬૪ વલણ—સાચું તો માને નહિ, પણ આપ્યો સામાનરે; દાસ છગન કહે સાંભળો, સંગ સેવક પ્રમાણુરે. ૬૫

## કડવું ૭ મું. રાગ સામેરી.

વૈશમપાયન રૂષિ બોલ્યા, સાંભળને તું રાય; વિસ્તારી હું તુને કહું છું, મચ્છવેધ મહીમાય. ૧ આદ્યપરવની એ કથા, સુત શોનકને સંભળાવે; વ્યાસ મુનીની રચેલી તે, સુણતાં પ્રાયશ્ચિત જાવે. ૨ માઠી વેળા પાંડવ કેરી, ખાવા નહોતું અન્ન; શામળિયાએ સાહ્ય કીધી, તો થયા ધંન ધંન. ૩ સૌ સામગ્રી ભીમે લીધી, ગયો પોતાને ઠેર; છડીદાર તો સાથે આવ્યો, જોવા સઘળી પેર. ૪ પરજાપતની ખડકી વીશે, ચુલા ચારી ખોદી; હાંડો કથરોટ આદિ વાસણ, કાઢી દેનો મોદી. ૫ ભીમે તો નાવણ કરીને, કરવા માંડી રસોઈ; રાજાનો છડીદાર બેઠો, જુએ તમાસો એઇ. ૬ દાળ ઓરી લાડુ કીધો, ભાત થયો તૈયાર; શાક વઘારી કાઢી લીધું, ક્ષણું ન લાગી વાર. ૭ ધર્મ અર્જુન નિકુળ સેહદેવ, વળી પાંચમી માત; તેઓને જમવા બેસાર્યાં, ભીમ રહ્યો પશ્ચાત. ૮ પાંચે જણુતો જમી ઉઠયાં, સવા બશેરનો લાડુ; છડીદાર કહે કોણ ખાશે, ગાંડા તને જમાડુ. ૯ ઠગિયા તુંને ઠેઠ પોંચાડુ, રહે તે કોટે બાંધુ; એવાં ટીખળ કરવા લાગ્યો, આવડુ શીદને રાંધ્યું. ૧૦ વૃકોદર કહે દુત રાયના, ભુખ્યો શીદને રહે છે; કકડો કોરજ આપું તે લે, મારે થોડુ પડે છે. ૧૧ એમ કહીને જમવા બેઠો, કીધ તંગીઓ ઢીલો; શિવ શિવ કહીને ખાવા લાગ્યો, બાધો બહીલો. ૧૨ એક હાથમાં દશવીશ લાડુ, લઇને મુખમાં નાંખે; વળી બીજા લેઇ હાથમાં શીવ શીવ મોઢે ભાખે. ૧૩ લાડુ સઘળા પુરા કીધા, દાળ ભાત ને શાક; તેના ઢગલા આગળ બેશી, જમી ગયો જોઇ લાગ. ૧૪ ઓડકાર તો મુખે ખાધો, પેટે ફેરવ્યો હાથ; દુત રાયના રહ્યું હોય તે, લાવ્ય મારી સાથ. ૧૫ હજુ જરાએક ભુખ્યો છું હું, પાંચ પચીસ મણ લાવે; સોપારી કકડા ઠેકાણે, મને ઘણું રિઝાવે. ૧૬ છડીદાર જોઈ વિસ્મય પામ્યો, આતો તોબા વાત; ટીખળ સઘળું તણાઇ ગયુંને, ખરેખરી છે ખ્યાત. ૧૭ ભીમ કહે કે શોધી કાઢો, અહાંઆં જોવા આવો; વધ્યું હોય તો કરો શિક્ષા, નહિ તો બીજું લાવો. ૧૮ પગે લાગ્યો છડીદાર તો, કોની ન ચાલે હામ; નિત્ય રાજા આમ

જમાડે, વેચે ઘરને ગામ. ૧૯ એ બળવંતા તમે તુમારે, મોદીખાને જાજો; આજ લીધું તે પ્રમાણે, નિત્ય લેઇને ખાજો. ૨૦ એવું કહી છડીદાર ગયો, મોદીને કહી વાત; આજ પ્રમાણે હમેશ દેજો, રહેવાની નહીં વાત. ૨૧ મારા દેખતાં જમી ગયો સૌ, વાસણ ઉંધાં વાળ્યાં; ચપટીએ બાકી રહ્યું નહિ, મેં તો નજરે ભાળ્યા. ૨૨ હજુરિ તે ગયો હજુરમાં, સાંભળજો સહુ જન; ચોથ થઇ પણ નથી આવ્યો, રાજા દુરયોધન ૨૩ રાજા રાણા સઉ આવ્યા છે, પણ આવ્યો નહિ પાપી; મહા હંકારી મગરૂબિને, રહ્યો મદમાં વ્યાપી. ૩૪ વલણ— મહા હંકારી મનમાં જાણે, મદમાં છાકી રહ્યોરે; દાસ છગન સાંભળો સમાચાર ત્યાં સો લાવ્યોરે. ૩૫

## કડવું ૮ મું. રાગ સાખી.

કે' દ્રૂપદ શું આમ બોલો, અહો દિન દયાળ; શલ્ય કહે મુરત નહીં સાધે, જાણું સહુ ભુપાળ. ૧ કહે દ્રૂપદ મુહુર્ત સારૂ, નથી રહેતી હાર; મુજપરે દુર્યોધન કોપે, લે લુંટી ઘર ગામ. ૨ પ્રભુ કહે કે એહ સાચુ, તેનો કરો વિચાર; કહો શલ્ય જવાબ શો છે, જાય એનું ઘરબાર. ૩ જરાસંઘ શીશુપાળ બોલ્યા, એ ઠેકાણે એમ; એનો બચાવ તો કરવાનું, કૃષ્ણ કહે જેમ તેમ. ૪ કહે કૃષ્ણજ વચન આપો, દીધાં ત્રણે વેણ; એટલે શ્રી શામળે ત્યાં, કહ્યું દ્રૂપદ કહેણ. ૫ અહો દ્રૂપદ મુહુર્ત સાધો, ડરો નહિ લગાર; અમો સર્વે સાહ્ય કરીશું, કરે શું અંધકુમાર. ૬ તારી પક્ષે સરવે રહેશે, જાયો ક્ષત્રી બાળ; ભંગ રંગમાં નહિ પડવા દે, થાય ન વાંકો વાળ. ૭ સુણી દ્રૂપદરાય બોલ્યો, પધારો વહેલા કાલ; તમો જેવા સાહ્ય છો તો, શીદ થાવું બેહાલ. ૮ જણ ચારે ઉઠી ચાલ્યા, તેડે દ્રૂપદ છડીદાર; જાવ જઇને ડુંડી વગાડી, પ્રત્યક્ષ કરો પોકાર. ૯ એક જાજો નરૂપ મુકામે, કહેજો કાલ પધારો; આસન બેસો નામ વાંચી, કાજરાજ સધારો. ૧૦ એક જણ તો જાવ જાદવમાં, કહેજો કાલે આવો; દક્ષીણ દીશા જગો તમારી બેશી સભા શોભાવો. ૧૧ એક જણ જઇ વિપ્ર મંડળ, કહેજો એમ વચન; આસન ઉત્તર દીસે તમારાં, કરો કાલ પાવન. ૧૨ એકજણ કરો જાણ રઈયત, જોવા આવો સરવ; બેસવું સીંહાસન પુઠે, કાંઈ ન કરવો ગર્વ. ૧૩ જેહ જન ફીતુર કરશે, દેશે દ્રૂપદ દંડ; તોફાન ટંટો કાંઇ ન કરવું, કંઈ ન કરવું બંડ. ૧૪ એ રીતે જણ ચારને ત્યાં, કહી કર્યા વિદાય; તેહ ડુંડી દેતા ચાલ્યા, ચાર સ્થળમાં જાય. ૧૫ દ્રૂપ-

દના કહેવા પ્રમાણે, કહ્યું જઇ તે ઠાર; સઘળે જાણ કરીને જાતાં, હરખ્યા સર્વ અપાર. ૧૬ રાય સઉ આનંદમાં છે, ભાગ્ય નિજનું ભળશે; વહેલા જઈએ સભામાં તો, આસન સારૂ મળશે. ૧૭ હુંડી સુણી ન્હાય ધુવે ને, સજે કે શણગાર; કો રાજા બેશીને તેડી, પુછે વારંવાર. ૧૮ કે તો જન્મોત્રી દેખાડે, કઈ દેખાડે હસ્ત; બ્રાહ્મણને ઠીક ધંધો જાગ્યો, સુર્ય અસ્ત પ્રશસ્ત. ૧૯ કંઇ ન્રપ તો સ્નાન કરતા, સાબુ મસળી ન્હાતા; તેલ ફુલેલ ચંપેલ ચોળે, બેશ રૂપાળા થાતા. ૨૦ આરસો મુખ અગ્ર રાખી. સજે શુભ શણગાર; બેશ નહી તે બદલી નાખી, પહેરે બીજી વાર. ૨૧ વારે વારે વસ્ત્ર બદલે, મુગટ મુકી જુએ; નથી શોભતા કે શોભે છે, વહેમ આરસે ખુએ. ૨૨ વૃદ્ધને વરવાની વૃત્તિ, જેનાં ડાચાં મળીયાં; સાચવીને ક્ષઉર કરાવે, ટુંપાવે છે પળિયાં. ૨૩ કલફ ચઢાવી કાળાં કરતા, મુછ દાઢીના વાળ; પાન સોપારી મુખમાં રાખી, ઉંચા કરતા ગાલ. ૨૪ દાંત પડેલા તે બંધાવે, ઉજાગરા ઇમ કરીયા; સ્મરણ મનમાં દ્રૈરૂપદિનું, નિદ્રા માંહે પડીયા. ૨૫ વલણ—ભર નિંદ્રામાં તો પડયા, થતાં સઉ પ્રભાતરે; દાસ છગન કે' સાંભળો, સઉ જાગ્યા આખી રાતરે. ૨૬

## કડવું ૯ મું. રાગ સામેરી બેહાગ.

બોલ્યા વૈશંપાયન વચન, સુણ જનમેજય રાજન; રાત વિતીને વ્હાણુ વાય, ચક્ષ બળે ઉંચી નવ થાય. ૧ જાય ઉઠાડવા છડીદાર, મહારાજા કરે પોકાર; કન્યા લેઈ જાશોરે કોય, સુણીને સહુ જાગ્રત હોય. ૨ કઇકિ સુખપાલને કઈ રથ; કઇક ગજ ચઢયા સમરથ; ઉંટ ઘોડે ચઢયા કઇક શુરા, ધ્યાન દ્રૈરૂપદીમાં સુખ નુરા. ૩ ભીડ ભરાઇ માર્ગ અપાર, ઉડે રેણું થાય અંધકાર; છંટકાવ થાયે ભલી રીત, અત્તર ગુલાબ જળ નવનીત. ૪ રંક રાય હે રાજન ઘણા, ગભરાયામાં રહી નવ મણા; ધીરે ધીરે મારગ પળે, હડસેલે મુગટ ઢળે. ૫ લેઈ ઝાપટી મુકે શીશ, કરે સેવક ઉપર રીશ; દોડતા રથ ધરી ભરાય, ભડકે અશ્વ તમાસો થાય. ૬ કરી ગભરાયને વાળે ઘાણ, કુદે ચારે પગે નિરવાણ; થાય મારગમાં ભુંબાણ, નથી કો તને અંતર ભાન. ૭ જેમ તેમ કરી જાય સર્વ, શેહેર રચના અનુપમ પર્વ; સીધી સડક મીનાકારી કામ, બત્તી ફાનસ છે ઠામ ઠામ. ૮ લીપી ભીંતો કનકની ગાર, શોભા ગઢ કેરી વિશાળ; ચિત્ર ચીતર્યાં વિધવિધ ભીંત, કહી ન જાય શોભાની રીત. ૯

## કડવું ૧૦ મું. રાગ ચોપાઈ.

સુખ દ્રૂપદપુરનું કહ્યું ન જાય પ્રમાણ; વિશ્વકર્મા રચી રચના, વર્ણન તે શું શાણ! શેષ સહસ્ર જીવ્હા કથે, તોય ન પામે પાર; એક જીભ મુજ મુખમાં, તો શું કહું ગમાર. ૨ જોનારો દિગ્મુઢ તો, બને પલકની માંય; ચિત્ર કર્યાં ભલિ ભાતનાં, જોવા જેવાં ત્યાંય. ૩ ગોખ જાળી અટારિમાં. બેઠી બાળા સાર; નિરખે સઉજન રાયસો, શોભાનિ બલિહાર. ૪ રાજા નિરખે તારૂણી, મુગ્ધ મુવાને પોઢ; શશિ-કાંતિ સસ ઉજળ, પિન્ન પયોધર ગુઢ. ૫ નૌતમ રચના ત્યાં બની, મેડી માળ રસાળ; મોતી તોરણ સાથીયા, ઘર ઘર પ્રત્યે ભાળ. ૬ એવી શોભા નીરખતા, આવ્યા સભા મોઝાર; કુળગર્વિ ને રૂપગર્વિ, બળ ધનગર્વિ ધાર. ૭ ફાલ્યા ફુલ્યા જાય સઉ, નિજ મનમાં મસ્તાન; દરવાજે છડીદાર તે, સઉને આપે માન. ૮ આરસ પહાણ જડયા જહી, કાચ તણી મિસાલ; જળ ઠામે થળ દિસતું, સઘળે મણિમય સાર. ૯

## સામેરી બિહાગ.

થઇ ઠાવકા જાય રાજન, વાંચી નામ બેસે આસન; ટંટો ફિસાદ કો નવ કરે, આપ આપ મગરૂબી ધરે. ૧૦ રહ્યા આવી ક્ષત્રી તંન, નથી આવ્યો દુર્યોધન; ખાલી દીસે એ આસંન, બાકી રહ્યા નહિ કો જંન. ૧૧ એક એકને પુછે ભુપ, મારૂં દીસે કેવું રૂપ; રૂપ જોઇ વરે કન્યાય, કહે કેક એ વાત મિથ્યાય. ૧૨ કૈક કહે હું કુળવંતરાય, તેથી મને વરે કન્યાય; કહે કેક હું ધનવંત ઘણો, લાગે મોહ એને ધન તણો. ૧૩ જેમ ગમે તેમ ગર્વજ ધરે, લેઇ દર્પણ મુખ જોયા કરે; ધરે સર્વ દ્રૂપદીનું ધ્યાન, ઘરડા થઈ બેઠા જુવાન. ૧૪ એવે આવ્યા છપ્પન ક્રોડ, અગ્ર બળદેવને રણછોડ; શ્રદ્ધાળુજન દર્શન કરે, નાસ્તિક તે નિંદા આચરે. ૧૫ પ્રભુજી દક્ષિણ દીશા જાય, નિજ આશન વિરાજે ત્યાંય; બળદેવ બીરાજે તેની જોડ, આશપાશ છે છપ્પન ક્રોડ. ૧૬ પછી પધાર્યા રૂષિરાય, બ્રહ્મવેત્તા તેજસ્વી દેખાય; ઉભા થયા સભાના જંન, પુર્ણ પ્રેમે કરે દર્શન. ૧૭ બેઠા ઉત્તરમાં થઇ ઓળ, દીસે તેજ તે ઝાકમ ઝોળ; અંગ સુકૃતનો ચળકાટ, ચંદ્રસુ તેજસ્વિ લલાટ. ૧૮ આવી રહ્યા રૂષિને રાય, જુગદીશ જાદવ સભા-માંય; પછી આવિયા રૈયત લોક, મળી મેદની સભા અથોક. ૧૯ એવે પાંડવ થયા તૈયાર, મા આજ્ઞા આપો આવાર; જઈએ સભામાં જોવા માટ, કહે કુંતા જાવ ચારે ભ્રાત. ૨૦ એક ભીમને લઇ નવ જશો.

કહે ભીમ મુજ વાંકજ કશો; કહે કુંતા સભામાં તું જાય, દેખી કૌરવ ક્રોપ ભરાય. ૨૧ કહે ભીમ રહું ભાઈ સાથ, વળી ધર્મ ઝાલશે હાથ; ધર્મ કહે આવવા દો માત; સાચવશું અમ ચારે ભ્રાત. ૨૨ તવ આજ્ઞા કરી કુંતાય, બેસજો દ્વીજપુઠ સભાય; વારૂ કહીને ઉઠયા ભ્રાત, ઝાલ્યા વૃકોદરના હાથ. ૨૩ ભીમ કહે સુખનો નહિ પાર, ભુજ ઉચકે સેવક ચાર; સુણી માત બોલ્યાં વચન, નહી જંપે એ મુરખ જંન. ૨૪ મુકી ઘેરજ જાવો તમો, કહે ભીમ નવ બોલું અમો; લઇ શુકન થયા વીદાય, આવ્યા બ્રહ્મસભાની માંય. ૨૫ ધૌમ્ય રૂપી બેઠાતા જહિં, બેઠા તે પુઠ લોકની મહીં; દિઠા કાપડી ધૌમ્યે સાર, જુઓ શીષ્ય નિકળ્યો આસાર. ૨૬ નીચ જાત હવે શું કરૂં, ભરી સભામાં લાજી મરૂં; પુઠ બેઠા કરી ચરીત્ર, સર્વ જાણસે સારા મીત્ર. ૨૭ મારી આબરૂ તો અહી જશે, બાધે જગ ફજેતી થશે; બોલ્યા વિદ્યાર્થી તમામ, પાડો હાથે ઉઘાડું શું કામ. ૨૮ જેવા સર્વ તેવા એ હોય, બુમ પાડયે જાણે સઉકોય; એમ સમજાવ્યું શીષ્યે સહી, બેઠા પાંડવ તવ તે તહી. ૨૯ સહુ બેસવા સુગમ પડે, જગા માટે તો કો નવ લઢે; સઉથી સરખું નજર દેખાય, નથી આવ્યો દુર્યોધનરાય. ૩૦ જળ કુંડાળે સેવક વીશ, કાષ્ટાસન માંડયાં છે ત્રીશ; પડે ચઢતાં તેમને કાજ, સોઇ સકળ કરી મહારાજ. ૩૧ ઉભો કુંડે દ્રુપદ ભુપ, સંગ દ્રોણીક ગોર અનુપ; કરી ગોરે તો આજ્ઞાય, તેડો કન્યા સભાની માંય. ૩૨ સુણી સેવક સંચર્યો સાર, દાસી સાથ કહ્યા સમાચાર; આવી દ્રુપદી થઇ તૈયાર, સાથે દાસી એક હજાર. ૩૩ ઢોળે ચમર વાજે વાજીંત્ર, સંગ બે જણી પરમ પવીત્ર; આવી સભા હોકારો હોય, ક્ષત્રીરાય ઉંચા થઇ જોય. ૩૪ વલણ—ઉંચા નીચા થઇ જુએ, દ્રુપદબાળી નંદનરે; દાસ છગન કહે તેહનું, શું કરૂં વર્ણનરે. ૩૫

## કડવું ૧૧ મું. રાગ ગીત.

આવી આવી પાંચળરાય કુમારરે, રૂપ જેનું શોભે બે સુમારરે. ૧
આવી આવી સભામહી સદમાતરે, આવી આવી સખીની સંગે ગાતીરે.
આવી આવી હરખ ભરી બહુ રંગરે, આવી આવી જગાડયો અનંગરે. ૩
આવી આવી નેણ કટાક્ષે જોતીરે, આવી આવી સંશય સઘળા ખોતીરે. ૪
આવી આવી જગદંબાના જેવીરે, આવી આવી રૂપે રંભા હોય તેવીરે. ૫
ચોપાઈ—જેને જોતાં ઉપજે વ્હાલ, પગ પાની છે લાલ ગુલાલ; ચાલે હંસ કરીની ચાલ, સિંહલંકી શોભે રસાળ. ૬ શશીશું મુખ તેજસ્વી

હોય, કદળી સ્થંભશી જંઘા જોય; સેંથે સિંદુર શોભે સાર, કરીશું દશા ભુજ રસાળ. ૭ પેટ પોયણુ સરીખી સાર, હથેલી કમળશી ધાર; કીર ચંચુશુ શોભે નાક, દેખી મોહ્યા રાય અથાગ. ૮ અંગ રંગ ગુલાબી સાર, અંગુલી અગરૂલી નીરધાર; ચંપકવરણી નાજુક નાર, શેષ ફણા શીર વેણીધાર. ૯ દાડેમ કલીશા દંતજ જોય, માનુનિ મૃગનેણી હોય; બાજ્યો અંબોડો છુટી વેણ, કાયા કોમળ નહી કો કેણ. ૧૦ ચાવ્યું પાન બે હોઠજ લાલ, દીસે ભ્રકુટી ભાલ વિશાળ; નેણશરો વરસાવે સાર, ઘાયલ થાયે નરને નાર. ૧૧ ચારૂચિબુક છુંદણું ગાલ, શી શોભા સૌરાષ્ટી નાર: કથા શાસ્ત્રમાં કવિયે જેહ, તે સઉ લક્ષણ દીસે એહ. ૧૨ શ્લોક–सौराष्ट्रे पंच रत्नानि, नदी नारी तुरंगमा, केशवं कीर्त्तनंचैव पंच वस्त पुनंतुना. ૧ પંચવસ્ત સઉરાષ્ટની, પવીત્ર ગણી ગુણીજન; નદી નારી અશ્વ છે, કેશવને કીર્તન. ૧૩ તો માણ તેમાં શી હોય, રત્નરૂપ નારી તો જોય; મેલી ઘેલીપર મોહ થાય, તો દેવાંગના રૂપ કથાય. ૧૪ પહેર્યા સોળે ધરીને વ્હાલ, અંગ રંગ ઉમંગ અપાર; ઠમક ઠેકડે ચાલી જાય, વિછુવા ઝાંઝર ઠમકે પાય. ૧૫ કસબી સાળુ પહેર્યો અંગ, કંચુકીનો નવલો રંગ; બણી ઠણીને આવી બાળ, રૂપ જોઇ મોહ્યા ભુપાળ. ૧૬ અકોટી ત્રોટી મુકતા માળ, નખલી પાંદડી પ્રેમ રસાળ; કાકરવાં ને વીંટી જોડ, પુરા પહોચે મનના કોડ. ૧૭ ગળુબંધ કાપ ગલોટી ધાર, ઝરમર એરીંગનો ઝળકાર; હાવભાવ હૈયે તો ધરી, આવી સખીયોશું મદ ભરી. ૧૮ સભા મહીંથી ચાલી ગઇ, વીજળી સરખી સર્વે લહિ; દેખી રૂપને મોહે ચડયા, લટ્ટુ થઇ સિંહાસન પડયા. ૧૯ પશ્ચિમ દીશા મધ્યે મેહેલ, બેઠી અટારીમાં અહેલ; સહુ સભા ચરચા દેખાય, ભરી સભામાં જે જે થાય. ૨૦ વલણ—બેઠી ઝરૂખે બાળકી, ન્યાળે સભા સન્મુખરે; દાસ છગન કહે રૂપથી, ઝાંખા પડીઆ ભુપરે. ૨૧

## કડવું ૧૨ મું. રાગ દોહા ચાલ

સભા સરવ ઝાંખી પડી, વિચારે સૌ લોક; કન્યાને વરવા તણી, આશા તો છે ફોક. ૧ હંકાર જેને મન હતા, તે તો ત્યાં ઉતરીયા; સર્વને સમજુત દેવા, રાય દ્રૂપદ ઓચરીયા. ૨ સુણો સભાના ભુપતી, અરજ મારી સાર; આજ્ઞા આપું એટલે, પછી ઉઠો તે વાર. ૩ એમ કહીને બોલીયો, જેને જેને હોય ઇચ્છા તે પ્રથમ ઉભો થઇ, આવે કુંડા માંય. ૪ વસ્ત્રાભુષણ દુર ધરી, થવું સભામાં સ્વસ્થ; જંઘાથી

તે કટી લગી, ભીડી લેવા કચ્છ. ૫ વણ ચઢાવ્યું ધનુપને, સાથે એકજ બાણ; જે તેથી વધુ રાખશે, તેને પ્રભુની આણ. ૬ તે પણ ખાંધે ભેરવી, તત્પર થાવું જન; થંભ જવાને પાટિયું, તે પર જવું ઉમંગ. ૭ સમજુત દઇ જનારને, જેવા થંભે જાય; સ્થંભે કર દેશે તદા, ખેંચી પાટ લેવાય. ૮ માટે સાવધ સૌ રહો, ભુલ ન થાય લગાર; જોર ઝપાટે ચડી જવું, કરવી ન કાંઈ વાત. ૯ જોર ઝપાટે એક સપાટે, ચઢેજ થંભે સાર, શ્વાસ કહીં લેવો નહીં, પટ ગાઉતક નિરધાર. ૧૦ ત્યાં આડો ખીલો જુઓ, ત્યાં લેવો વિશ્રામ; ત્યાં તો છે બે ત્રાજવાં, કનકતણાં ગુણગ્રામ. ૧૧ તે બે પલ્લે ઉતરવું, દેઇને બે ચર્ણ; કામ કરવું સાચવી, નહીતો થાય મર્ણ. ૧૨ ધનુપ ખાંધથી લેઇને, ચઢાવવું તે ઠાર; પ્રતંચા ખેંચી પછી, કરવો ધનુપ ટંકાર. ૧૩ પછી ભાથેથી બાણ લઇ, ધરવો મનમાં ટેક; જળમાં જોઇ મચ્છ તાકીને, બાણ મારવું એક. ૧૪ નીચુ જોઈ ઉંચું મારે, એવો કો રાજન; પટ ગઉ છેટે મચ્છનું, વિંધે એક લોચન. ૧૫ તેહ બાણે પુંછ વિંધે, દૈવત એવું હોય; તે બાણે તો મચ્છ ઉપાડી, જળમાં નાંખે જોય. ૧૬ એકજ બાણે કાર્ય ત્રણ; કરે પ્રાક્રમ પુર; પુન્ય થાયે માહરો, વરે કન્યા શુર. ૧૭ જો કો ચઢતામાં પડે, કે પડે અધુરે કામ; બેસે ઉઘાડે શીર તે, જળકુંડે આ ઠામ. ૧૮ એ વાતે જે મમત ઝાલે, તેને બ્રહ્મહત્યાય; છે આ કામ બહુ આંટીનું, તે સમજો સઉ રાય. ૧૯ ચઢવું સ્થંભે છાતિ વરાણે, એ છે મોટી ઘાંટી; ઉતરવું ખીલેથી ત્રાજવે, તે પણ અવળી આંટી. ૨૦ સાત કર નીચાં ત્રાજવાં, શી રીતે ઉતરાય; ડાંડી ગ્રહીને ઉતરે, તો પલ્લાં ભમી જાય. ૨૧ એક પાસને ત્રાજવે, કરે ઉતરવા ઈચ્છાય; તો એક બાજુ ભાર થએથી, બીજું ઉંચું જાય. ૨૨ તેમાં પગ પહોંચે નહી, વલે કહો શી થાય; થોડો થંભે ઉતરી, કદી ઉતરવા જાય. ૨૩ થંભે બાઝી જો રહી, પલ્લામાં ધરે ચર્ણ, તો ત્રાજવાં જાય આઘાં, લથડી પામે મર્ણ. ૨૪ એમ ત્રાંસે ઉતરતાં, આવે અતિ આંટી; પલ્લે ઉભા રહ્યા પછી, ધનુપ ચઢાવતાં ઘાંટી. ૨૫ ધનુવક્રજ વાળીને, ચઢાવવાનો દોર; એક છેડો નીચો ધરી, કરવું પડે બહુ જોર. ૨૬ એક ત્રાજવે મુકે છેડો, બળથી વાંકું થાય; તો એક તરફ તોલ આવ્યેથી, બીજું ઉંચું જાય. ૨૭ તેથી પગ તો થાય પહોળા, અને ઢળે તે ધર્ણ; થંભે ટેકો દઇ ચઢાવે, તો પણ પામે મર્ણ. ૨૮ ધકકે પલ્લાં જાય આઘાં, પડે ઉંધે માથ; એ રીતે છે ઘાંટી મોટી, ચડે ચતુરવો નાથ. ૨૯ ત્રીજી ઘાંટી નીચું જોઇ, ઉંચું મારે બાણ; તે બાણે ત્રણ કામ કરવાં, સમજો ચતુર સુજાણ. ૩૦ આગ્રહ

કરી કહેતો નથી, ચઢો થંભ નર કોય; સાત ફેરા પાલવે, ને હિમ્મત હૃદયે હોય. ૩૧ દોષ મુને દેશો નહિ, આકળી કરો ન મત્ય; એમ ન કહેશો કન્યા માટે, સુળી ચઢાવ્યા સત્ય. ૩૨ એવી આપી સુચના આખર વધો રાજન; જેને ઇચ્છા હોય તે, ઉઠજો ક્ષત્રી તંન. ૩૩ વલણ—હિમ્મત હોય તે ઉઠજો, અહો ક્ષત્રી તનરે; દાસ છગન કહે દ્રૂપદ બેઠો, ઉઠયો જરાસંધરે.

## કડવું ૧૩ મું. રાગ દોહરા દુભાસી.

ઉઠયો માલીક મગધ દેશનો, જોરાવર જરાસંધ; બીજા સહુ બેશી રહ્યા, હતું ઉઠયાનું મન. ૧ હોંસ રહી હૈયા વિષે, નિસાસો તે નાંખે; ઉઠવા વારો તો નવ આવ્યો, મોઢે મીઠું ભાખે. ૨ હૈયામાં તો લ્હાળા વરસે, નાંખે છે નિશ્વાસ; શાપ આપે કઇ જણા ત્યાં, પડો જરાસંધ ખાસ. ૩ આશીષ એવી સર્વે દેતા, મનધારી મનસુબો; બે માતાનો જન્મેલો તે, જઇ કુંડાળે ઉભો. ૪ દાંત કકડતો મુછ મરડતો થયો સભામાં સ્વસ્થ; વસ્ત્રાભુષણ ઉતારીને, લીધો ભીડાવી કચ્છ. ૫ પગે તોડો શીર અંબોડો, કટી કશીને બાંધે; બાણ ભાથો ધનુષ લેઈ, ભેરવીયાં ડાબી ખાંધે. ૬ કન્યાના રૂપે અંજાયો, મતી થઇ છે ઘેલી; અતિ અહંકારે તેહ ભરેલો, ગયો કરવા કેલી. ૭ ભીમ કહે હો ભાઇ મારા, જુઓ જરાસિંધ ચઢે; એ ચઢતામાં હેઠે પડે તો, ગમ્મત જોવાની પડે. ૮ ધર્મ કહે હો મુઢ મતિના, ઇચ્છે ન કોનું ભુંડું; અન્યનું એવું ઇચ્છનારનું, કદી ન થાયે રૂડું. ૯ સર્વે જનતો એમજ તાકે, જરાસંધ તો પડજો; આપણ સૌનો નિસાસો તે, નિશ્ચે એને નડજો. ૧૦ સભામાં મનસુબા એવા, શું કરે જરાસંધ; ઝડપ થયો તૈયાર તેતો, રક્ત લોચન અંધ. ૧૧ શૂર ભરેલો આગળ ચાલ્યો, બીહામણાં લોચન; મુછ વાંકડી દીસે ફાંકડી, જરા રાક્ષસી તંન. ૧૨ ગયો પાટીયા ઉપર તેતો, દ્રૂપદી સામુ ન જુએ; થંભે જઈ જુહાર કરીને, સંશય સઘળા ખુએ. ૧૩ મ્હા બળિયો તે શુંય કરે છે, જુએ સઘળો સાથ; છાતી સરસો થંભ લઇને, દીધી બળમાં બાથ. ૧૪ એક પગ મુકયો ઉપર, મન ચઢવાનું કીધું; દ્રૂપદરાયના સેવકોએ, તરત પાટીયું ખેંચી લીધું. ૧૫ તેવોજ બીજો ચર્ણ ઉપાડયો, સુર ભર્યો સાંસોટ; છાતી ભેર તેણે થંભ ઉપર, દડબડ મુકી દોટ. ૧૬ જોર ઝપાટે સુરસપાટે, ચઢયો સોંસરો જાય; ઝડપ એની જોઇ ચઢવાની, સભા વિસ્મય થાય. ૧૭ ઓ ગયો ને ઓ ગયો એ, મચ્છ-

વેધજ કરશે; બીજા સૌનો રોગટ ફેરો, રૂપવંતીને વરશે. ૧૮ એમ સર્વે આશા મુકી, બેઠા ક્ષત્રી કુમાર; જબરો જોધ જરાસંઘ ચઢીયો, ગયો ઉંચો ગઉ ચાર. ૧૯ એવે ગરૂડારૂઢે જોયું, મછવેધ નિશ્ચે કરશે; દાસ દુખીયા પાંડવ મારા, આવ્યા તે પાછા ફરશે. ૨૦ કયાં લગી વન વેઠે કષ્ટી, વિચારી કામ શું કીધું; બળ હતું જે જરાસંઘનું, હરિ પ્રભુએ લીધું. ૨૧ શકતી શરીરમાં ન રહી, ને શ્વાસ અતિસે ચઢીયો; એકદમ તો જીવ ગભરાયો, થંભે બાઝી પડીયો. ૨૨ પ્રસ્વેદ કેરા બીંદુ છુટયા, થરથર અંગજ ધ્રુજે; નીચુ ને ઉંચુ જુએ તો, અવનિ આભ ન સુઝે. ૨૩ તિમ્મર આવ્યા આંખે તેને, લીલાં પીળાં સુઝે; મેં મુર્ખે શું કામ કીધું, વિચાર મનમાં બુઝે. ૨૪ મોળ વછુટી ઉલટી થઇ ગઈ, ચઢી ગયા બહુ ફેર; ગાત્ર શિથિલ થયાં તેનાં, વાયુ વાય સમેરે. ૨૫ મનમાં તેણે એમ વિચાર્યું, દીવસ વાંકો મારો; રૂપવંતીના રૂપે લેવાયો, થયો હવે મરનારો. ૨૬ એવામાં તો મુર્છા આવી, પ્રાણજ ઉંચો ચઢીયો; હાથ પગ થંભેથી છુટયા, જળમાં આવી પડીયો. ૨૭ ખડખડાટ સઉ સભા હસી કે, દીવસ એનો રૂઠયો; દમઘોષ કેરો દીકરો જે, શીશુપાળ તે ઉઠયો. ૨૮ જરાસંઘ તો પડયો જળમાં, કે જળ ઉપર આવ્યો; સેવકે ખેંચી લીધો, વ્હીલે મોઢે કહાવ્યો. ૨૯ ઉંધા રાખી ઝોલા દીધા, ઓકાવ્યું તો પાણી; એટલે આવી ગોર દ્રોણીક, વધા ક્રોધે વાણી. ૩૦ બેસો જરાસંઘ આ કાષ્ટાસન, શી વ્યવહારે રીસ; મુગટ તો ઉપાડી લીધો, બેસો ઉઘાડે શીષ. ૩૧ જરાસંઘે નીચુ જોયું, અતિ ચિંતામાં પેઠો; જળકુંડાળે કાષ્ટાસને, શીર ઉઘાડે બેઠો. ૩૨ શરમાઇ નીચું જોઇ રડતો, શું મોહું દેખાડું; મારગ ધરતી માતા દેતો, તેમાં સમાઈ જાઉં. ૩૩ ઉંચું કરી શું મુખ દેખાડું, વિખ મળે તો ખાઉં; એ જીવ્યાથી ભલું મરવું, હવે હું કયાં જાઉં. ૩૪ શીશુપાળ તો એમજ બોલ્યો, સુણો જરાસંઘ તમે; તાતનું નામ બોળ્યું, જુઓ કરૂં મચ્છવેધન. ૩૫ કહે જરાસંઘ બળતાને બાળે, અહંકાર એને નડજો, આવજો પુન્ય સરવનું આડે, શીશુપાળ તો પડજો. ૩૬ વલણ—પડજો તે શીશુપાળ એ, મન ધર્યો અહંકારરે, દાસ છગન કહે શું થતું, પછી સભા મોઝારરે. ૩૭

## કડવું ૧૪ મું. રાગ સામેરી.

બોલ્યા વૈશમપાય વચન, સુણ્ય જનમેજય રાજન; સુત દમઘોષ અતી હંકારી, દીધાં એણે વસ્ત્ર ઉતારી. ૧ કછી કચ્છ ભીડાવી દીધો,

ધનુ ભાથો ખાંધે લીધો; ગણે સભા સર્વને તુચ્છ, મરડે મદથી બહુ મુછ. ૨ ગયો પાટીયાપર ધરી હામ, કીધી થંભે જઇને સલામ; થંભે બાથ મારી જે વાર, તાણ્યું પાટીયું સેવકે સાર. ૩ તદા ચઢયો ચેતી ચડીચોટ, પુર હૈવતે મુકી ડોટ; જાય વાયુ વેગે તે ચડતો, અહંકારી પાછો નવ પડતો. ૪ સુસવાટ ચાલ્યો ચડીચોટે, પગ મુકે ન ચુકે ઘોડ; સભા સહુ પડી વિચાર, શીશુપાળ ભુલે ન લગાર. ૫ કામ કરીને કન્યા વરશે, આવેલા સહુ પાછા ફરશે; ચઢવામાં દીસે ચતુરાઇ, જરાસંઘથી કરે સવાઇ. ૬ ક્ષોણી પંચાણું કેરો ધણી, એને હીમત અતિ ઘણી; એમ સભા વિચારે રાય, ગાઉ સાડાચારજ જાય. ૭ મન મચ્છ વિંધવામાં આતુર છે, જોયું જગદીસે સાસુ તે વાર; ભક્તાને કાજ કપટ કીધું, બળ એનું હરીને લીધું. ૮ દોઢ ગાઉ રહ્યો છે ત્રાંસ, શકિતહીણ થયો ચઢયો શ્વાસ; મોઢે આવ્યા ફીણ ફીસોટા, વચગાળે વળીયા છે ગોટા. ૯ આવ્યો ઉત્તર દીશ પવન, જીવ ગભરાયો થયુ વમન; આકુળવિકુળ થયો તે વાર, બાઝી પડયો થંભે સાર. ૧૦ મનખેદ શીશુપાળ આવ્યો, અહો પંચાળી રૂપાળી, નથી છાજતી કર્મે બાળી. ૧૧ અહો બહેન અરે દ્રૂપદી, મારે તો તુને વરવું નથી; હુંસ માંહે ચઢયો હું ધાઇ, જવાદે જીવતો હે બાઇ. ૧૨ અતી સંકલ્પ વિકલ્પ કરતો, રદયમાં તે બહુ ડરતો; રહી થંભ ઉપર થરથરતો, રખે હુંતો પડીને મરતો. ૧૩ એવે વાયો વાયુ સમેર, બુદ્ધિહિણને ચડીયા ફેર; જ્ઞાન ભાન ગયું લડથડીઓ, થંભથકી છુટી જળ પડીયો. ૧૪ તળે જઇને ઉપર આવ્યો, તેને રાયે ખેંચી લેવરાવ્યો; દેઇ ઝોલા ઓકાવ્યું પાણી, આશા આબરૂ થૈ ધુળધાણી. ૧૫ આવી ગોરે તો મુગટ લીધો, બેસવા કાષ્ટાસન દીધો; એના પડવાથી સઉ હરખાયું, પછી જરાસંઘથી બોલાયું. ૧૬ કહે મશ્કરીમાં તે વાર, લગ્ન વેળા વીતે છે સાર; દેખાતી હતી મુજ ખોટ, હવે થઇ આપણી જોડ. ૧૭ ન્હોતો શોભતો એકલો હુંતો, થયો ભલે મુજ સમ તુંતો; શીશુપાળનું મન મુઝાયું, પાસે બેઠો કશુ નવ ચાલ્યું. ૧૮ અરે આ શું કર્યું મેં કામ, મુજ પીતા તણું બોળ્યું નામ; આતો જીવ્યાથી ભલું મરવું, મગધ કહે મારી શું કરવું. ૧૯ એહ બેઠો વાળીને મન, સભાથી ન ઉઠે કો જન; હતી કાજ કરવા ઈચ્છાય, તેણે સમાવિ મન માંય. ૨૦ આવા જોરાવર પડયા રાય, વલે આપણી તો શી થાય; એમ ભાગી સહુની હામ, રહ્યું મછવેધન કામ. ૨૧ વલણ—ઉઠવાનું અટકી પડે, રહ્યું મછવેધન કામરે; દાસ છગન સૌ આદરે, લે દુર્યોધન વાસરે. ૨૨

# કડવું ૧૫ મું. રાગ ચાલતો.

વળતી ઉઠયો શલ્યરાજા, અંગ પુષ્ટ ને ભારે; તેને જોઇને સર્વે સભા, હસવા લાગી ત્યારે. ૧ તે તો જઇ જળકુંડે ઉભો, લોક કહે કીમ ચઢશે; અંગુઠાસો થાંભલો તે, ચઢતાં ભાગી પડશે. ૨ લાંબો પહોળો સાત હથ્થો, પાંચ પાંડવનો મામો; ત્રણ મણનો સુરવાળ પહેરે, બાર મણનો જામો. ૩ મુછ તણા થોભાની શોભા, જાણે કેશરી વાઘ; મસ્તક ઉપર સદાય શોભે, પાંચ મણનો પાઘ. ૪ ગદાયુદ્ધ મલ્લકુસ્તી જાણે, બાણ યુદ્ધના કળિયું; જમણે બાહુ બાંધિ રાખે, બાસટ મણ માદરીયું. ૫ વસ્ત્રાભુષણ તે ઉતારી, થયો સભામાં સ્વસ્થ; જંઘાથી તે કટી સુધી, ભીડી લીધો કચ્છ. ૬ ચઢવા ચટકો લેઈ પટકો, કમર કશીને બાંધે; બાણ ભાથો ધનુ એકજ, ભેરવી લીધાં ખાંધે. ૭ દ્રુપદના સેવકે જાણ્યું, ભાર ન ઝીલે એક પાટ; દસ વીસ લાવી મુકી દીધી, ભલો મચાવ્યો ઠાઠ. ૮ તે પર જઇને નમન કરીને, ભલી ભીડાવી બાથ; તે ટાણે રાયના અનુચરે, તાણી લીધી પાટ. ૯ ભીમ કહે કે મામા ઉઠયા, હવેજ ખુશી થઇશું; કોઇક દહાડો એ કન્યાના, કરનો કંસાર ખઇશું. ૧૦ ધર્મ કહે કે એ શું બોલ્યો, ઇશ્વરની ઇચ્છાય; બેઠા બેઠા ચરચા દેખો, દેખે સર્વ સભાય. ૧૧ ડગપર ડગદઈ ચઢવા લાગ્યો, થંભ ઝોલાં ખાય; હાં લાગ્યો ને હવે ભાગશે, એમ વિચારે રાય. ૧૨ શલ્ય સપાટે ચઢવા લાગ્યો, છલંગ મોટી મારે; ફલંગ દે દશદશ ડગલાંની, ભય જરા નવ ધારે. ૧૩ શલ્ય રાયના જોર ઝપાટે, થંભ ચઢીયો ઝોલે; વાંકો વળતો ભોમિ સરતો, કચડ કચડ બોલે. ૧૪ સકળ સભા તો ખડખડ હસતી, વળી વદે ઇમ વાણ; થંભ કદાપી ભાગી જશે, તો કરશે કચ્ચર ઘાણ. ૧૫ એમ કરે સર્વે ચેષ્ટાળી, મોઢે મીઠું બોલે; બે જણ તો ચઢીને પડયા, કો નહિ એ તોલે. ૧૬ એવે શલ્ય ગયો ગઉ પાંચજ, જોયા કરે સૌ શ્રષ્ટી; ભક્ત માટે ભુધરાએ, ઉંચી કીધી દ્રષ્ટી. ૧૭ બળ આકરશણ શલનું કીધું, એવે તે તરફડીયો; મુખ શ્વાસ તો માએ નહીને, થંભે બાઝી પડીયો. ૧૮ સીથીલ વીથીલ અંગ થયુંને, પ્રાણજ ઉંચો ચઢીયો; અરેરે કયાં થંભે આવ્યો, વાંકો દિવસ નડીયો. ૧૯ આંખે તો આવ્યાં અંધારાં, મુઝાંમણ થઇ મન; પરસેવો તો અંગે વળીયો, સીથીલ થયું તંન. ૨૦ સુદ્ધિ અંગે રહી નહી ને, છુટી ગયા ભુજ ચર્ણ; પડયો પડયો એવું કહેતામાં, આવી પડીયો ધર્ણ. ૨૧ જળ કુંડમાં તેહ પડયોને, સબળ થયો ધબાકો; તળે જઇને ઉપર આવ્યો, મગર મચ્છ સો ભાખો. ૨૨

સર્વ કહે બે પડયા તોએ, શું જોઇ મન મોહ્યું; શલ પડયો જોઇ શીશુપાળે, તરત ઉંચું જોયું. ૨૩ સોએક સેવકે ભેગા થઇને, શલને કાઢયો બહાર; પીધેલું પાણી ઓકાવ્યું, ક્ષણું ન લાગી વાર. ૨૪ દ્રુપદગોર દ્રોણીક આવી, વધા કટુ વચન; મરૂ દેશના માલીક બેસો, કાષ્ટતણે આસન. ૨૫ પાઘ પડતી મુકી બીરાજો, દીલ દીલગીરી પેઠો; અરે મને આ શું સુજ્યું, જોઈ નીચું જઇ બેઠો. ૨૬ શીશુ-પાળે કહ્યું પધારો, સમય થયો છે સારો; નીચુ દેખી ડોક દુખતી, હવે તમારો વારો. ૨૭ શલ્ય કહે સૌ ચેન જવાદે, તને લાગુ પાય; એક હાણુ ને બીજુ હસવું. કષ્ટ ઘણેરૂં થાય. ૩૮ વલણ—કષ્ટ ઘણેરૂં થાય મનમાં, એક હસવું બીજી હાણુરે; દાસ છગન કહે દંતવક્ર ઉભો થયો પરમાણુરે. ૨૯

## કડવું ૧૬ મું. રાગ ચાલતો.

સૌને પડતા જોઈ ઉઠયો, શુર ઘણેરૂં વાપ્યું; દમઘોષ કેરા દીક-રાએ, માપ સભામાં આપ્યું. ૧ નામ તેનું દંતવક્ર છે, શીશુપાળનો ભ્રાત; શીશુપાળ તેને દેખી, બોલાવી પુછી વાત. ૨ કહો બંધુ કેમ ઉઠયા, કીધો શો વિચાર; તેતો કહે છે મચ્છ વિંધીને, હું વરવાનો નાર. ૩ તમો પડયાથી તમ તણું તો બોળાયું છે નામ; માટે હું તો યશ કમાવા, મચ્છ વિંધુ આ ઠામ. ૪ શીશુપાળ કે'વીર મારા, મરશો મીથ્યા મથી; બાપના બાપ તણી પાસે, મચ્છ દીસતું નથી. ૫ માટે મીથ્યા મમત મુકો, રહે આબરૂ ભેર: નથી પડયા ત્યાં સુધી રહી છે, ઉભી આબરૂ ઘેર. ૬ માટે મુકામે જઈ બેસો, શીદને આવ્યા ઉઠી; આબરૂમાં તમે રહ્યા, ત્યાં સુધી બાંધી મુઠી. ૭ એક હાથ તો ઉડી ગયો પણ, બીજો છે સાક્ષાત; કહી શકે નહી કો ત્યાં સુધી, આપણુ ઘરની વાત. ૮ બાંધી મુઠી બેસો સિંહાસન, ઓરે મારા ભ્રાત; તે સુણીને શલ્ય બોલ્યો, સુણુ વાત સાક્ષાત. ૯ દાંડી જોડે માંડી લાગી, મારા જેવી થાજે; અફીણિયો તો નાત વધવા, અફી-ણના ગુણ ગાજે. ૧૦ ગંજેરૂ ગાંજાને વખાણે, કરે નહી નષ્ટ વાત; તેવી રીતે શલ્ય બોલ્યો, પેટે રાખી કાત. ૧૧ ચઢી પડે તો ચીંતા નહી કંઈ બેસે ઉઠયો જેહ; શું ઉઠયો તે મોઢું બતાવે, મુઓ જીવતો તેહ. ૧૨ ઘોડે ચઢે તેહજ પડે, એમાં તો છે ખ્યાત; ના ચઢે તે શું પડવાના, નારીવત સાક્ષાત. ૧૩ ચઢે પડે તે ઇશ્વર ઇચ્છા, પણ ઉઠી ન બેસે; જગતમાં શું જોઈ ફરે તે કાં પૃથ્વી નવ પેસે. ૧૪ ક્ષત્રી

સુત જો પાછા પડે તો, તેની બગડી બુદ્ધ; ક્ષત્રાણીનો નહિ જાયેલો, ધાવ્યો દાસી દુધ. ૧૫ સુદ્ધ ચડયો ને હાર્યો તો શું, પણ ના દીધી પુંઠ; તેને પુરો ક્ષત્રી જાણો, બાકી બાએ શેર સુંઠ. ૧૬ શલનાં એવાં વેણુજ સુણી, લાગ્યો તનમાં તાપ; થંભ ચઢયા વણ હું બેસું, બ્રહ્મહત્યાનું પાપ. ૧૭ શીશુપાળે કૃપાણ કુટયું. શલ્યે બેઉ લડાવ્યો; પોતા સમ બીજાને કરવા, મારો ભ્રાત ચઢાવ્યો ૧૮ ચઢયો ચઢાવે પડયો પડાવે, વટલેલો વટલાવે; નાકે કટો કરે નાકકટ્ટા, અભડાયલો અભડાવે. ૧૯ એવી થાયે ટપા ટપી, શલ્ય ને શીશુપાળ; પણ તેનો ધ્યાને નવ લાવે, દંતવક્ર તે કાળ. ૨૦ વસ્ત્ર અને શણુગાર ઉતાર્યો, સભા મલી તે ઠાર; જંઘા સુધી કચ્છ ભીડાવ્યો, સ્કંધ લીધાં હથીઆર. ૨૧ જઇ પાટીયે થંભે બાઝયો, સર ચઢવાનું કીધું; બાથ મારી પગ ઉપાડયો, પાટીયું તાણી લીધું. ૨૩ ગાઉ દોઢ તે ગયો ઉંચો, શામ વિચારે એમ; દંતવક્ર તો ભકત મારો, ઉંચેથી પાડુ કેમ. ૨૩ એમ જાણીને બળ હરી લીધું, તેથી તે ગભરાય; થંભ ઉપર નજર કરે તો, મચ્છી નવ દેખાય. ૨૪ અરેરે હું શાને ચઢિયો, બુદ્ધિ થઇ મુજ કાચી; કહ્યું ભ્રાતનું મે નવ માન્યું, વાત એની સાચી. ૨૫ હવે લાગ શો ઉતરવાનો, એવે તે અડબડીયો; હાથ પાદ તો છુટી ગયાને, જળ કુંડાળે પડીયો. ૨૬ હાથ ઘસ્યા ત્યાં શીશુપાળે, મારૂં વેણુ ન રાખ્યું; બંધુ બંને થયા સરખા, અરે દેવ શું ભાખું. ૨૭ સેવકોએ દંતવક્રને, કાઢયો જળથી બહાર; જળ ઓકાવ્યું ઝેર દઇને, આવ્યા ગોર તે ઠાર. ૧૮ ગુરૂ કહે ધન્ય દમઘોષ નીદન, કર્યું ધાર્યું કામ; બેઉ દીકરા એક બાપના, અજવાળ્યું ઘર ગામ. ૨૯ એમ કહીને મુગટ લીધો, કરે કોપર રીસ; શીશુપાળની પાસે જઇને, બેઠો બોડે શીશ. ૩૦ શીશુપાળે ઠપકો દીધો, બાજ મમતમાં ખોયું; કહે શલ સોડે તું ભલે પડિયો, પોતે ઉંચું જોયું. ૩૧ નામીચા તો ચઢીને પડીયા, હાહાકાર તવ હોય; એથી સહુની હિમ્મત ભાગી, થામ્ર ન ઉભો કોય. ૩૨ આશા મુકી દ્રૂપદરાયે, ચાલે ન કોની હામ; નાવ્યા હોત જો છત્રપતી તો, થાત મારૂં કામ. ૩૩ સાંઢય આપી પવન ગમની, છડીદાર મોકલીયે; વહેલો જઇને તેડી લાવે, કહિ વિદાય તે કરીયો. ૩૪ હસ્તીનાપુર તે જઇ પહોચ્યો, કહ્યા થયા સમાચાર; અંધસુત કહે પીઠી ચોળો, કરો ન ઝાઝી વાર. ૩૫ મામાએ તેડી માનનીઓ, મંગળ ગીત તે ગાય; દુર્યોધન બાજઠે બેઠો, વડી પાપડ સુકાય. ૩૬ વલણ—પાપડ વડીયો પાંચ મુકી, દુર્યોધનને પીઠી ચઢેરે; દાસ છગન કહે ગાય કેવું માનનીયો મીઠે સ્વરેરે. ૩૭

# કડવું ૧૭ મું. રાગ ધોળ પીઠીનો.

હળદી અડધાની અચ્છેર, જીયા વરને પીઠી ચડે; મહીં મેળવ્યાં કપુર બરાસ, જીયા વરને પીઠી ચડે. ૧ માંહે કેસર કસ્તુરીની વાસ, જીયા વર પીઠી પાયલાની પાસેર જીયાવર. ૨ પીઠી ચોળો પીઠી ચોળો પ્રીત આણીરે, પાંચ સોહાગણ વરરાજાને ચોળો હેતજ આણીરે. ૩ છત્રપતી છે રૂડા રંગ સોહાગીરે; વરરાજાને ચડે ગંગોદક માગીરે. ૪ તેલ ફુલેલ અત્તર અંગે ચોળેરે, ગીતાં ગાતી સુંદરી શરીયા ધોચેરે. ૫ અંધસુતે હોડે હસી દેવાયરે, કરે ઉતાવળ અતિ ત્યાં સામાયરે. ૬ ઘાંટા કાઢે ટાયલું સુકી દોનેરે, ઘણું થયું છે વરને નવરાવા લ્યોનેરે. ૭ ચોકે બીજો બાજઠ નાખી, બેસાડી કરાવ્યું સ્નાનરે; અંગ લુછી કર્યો વર સાવધાનરે. ૮ વરતો બોલ્યા મામા મને દીપાવોરે, સારો શોભું તેવા શણગાર ધરાવોરે. ૯ મને દેખી થાય કન્યાને ચટકોરે, જામો પહેરાવી પછી ચીરો ને પટકોરે. ૧૦ દ્રષ્ટી ન લાગે વળી બીહુ કે ન ઝબકુરે, મામા ગાલે કરો કાળુ ટપકુરે. ૧૧ તવ તો મામે પહેરાવ્યા શણગારરે, ઓછા અછાબા બાંધી કીધો તેયાર. ૧૨ મામાએ તો વરને મોઢે ઘસી મેસરે, કહ્યું હવે જા વહેલો ઘોડે બેસરે. ૧૩ વરતો બોલ્યા લાહાવો તો વીતાડોરે, તમે તેડીને ઘોડાપર બેસાડોરે. ૧૪ શકુનીએ વરને તેડયો તે વારરે, કરણ બોલ્યો કાઢો કાઢો ઝટ બહારરે. ૧૫ શણગારેલે ઘોડે મામે વરને ચઢાવી દીધોરે, વાગ ઝાલી તરત બાહેર લીધોરે. ૧૬ વરતો થઇ બેઠો છે ઠીકા ઠીકરે, બેસતામાં સામે મોઢે થઇ છીંકરે. ૧૭ મદાંધ બોલ્યો મામા સુકન કેવારે, મામે કહ્યું કન્યા મળે તુને એવારે. ૧૮ શ્રીફળ લાવી મામે તે વરને આલ્યુંરે, છત્રપતીએ હશીને ભુજમાં ઝાલ્યુંરે. ૧૯ વર તો બોલ્યો મામા મને ન લજાવોરે, સહુ સેવકને એકેક લક્ષના દાગીના પહેરાવોરે. ૨૦ અગીઆર ક્ષોણિ સેનના યોધા જેહરે, પહેરી દાગીના તેયાર થયા તેહરે. ૨૧ આગળ ચાલે સેનને ભાઇની હારરે, પુઠળ ગાતિ નવાણું ભાઇની નારરે. ૨૨ વાજતે ગાજતે લેઈ ઘોડો વર નીકળીયારે, ગયા દરવાજે તેવાતો ગર્ધવ મળીયારે. ૨૩ ભીષ્મ વિદુર દરોણ ને કૃપાચારરે, સર્વે આવ્યા નગ્રગડીની બહારરે. ૨૪ પછી સરવે સુંદરીઓને ત્યાં ખાળીરે, વરનાં નારી કર બેઠી છેડો વાળીરે. ૨૫ ઘોડેથી ઉતરી હાથી બેઠોરે, ઢોળે ચમર લઈ સામાયરે. ૨૬ કહે કરણ કે ઉતાવળો પંથ ઝાલોરે, વાર ન કરશો ઝટપટ લઈ વરને ચાલોરે. ૨૭ વાજતે ડંકે સરવે ચાલ્યા જાયરે, મારગ માંહે અત્તર છંટકાવ થાયરે. ૨૮

ભાટ ચારણ યાચક આવી યાચેરે, ચાલતી બગીચે થૈ થૈ અપ્સરા નાચેરે. ૨૯ સાંઢય વાળો આગળ ગયો છડીદારરે, જઇને કહ્યા દ્રુપદને સમાચારરે. ૩૦ સભાએ જાણ્યું આવ્યો તે દુરિયોધનરે, દ્રુપદ મનમાં ઘણો થયો પ્રસનરે. ૩૧ આવ્યો એવે છત્રપતિ સભા પાસરે, ત્યારે ઉઠયો દ્રુપદ ધરી ઉત્સાહરે. ૩૨ ગયો સામો સાકરનાં લેઇ પાણીરે, એટલે ક્ષત્રીની સભા વિખરાણીરે. ૩૪ સૌ રાજાએ કીધો મન વીચારરે, સામા જઇ આવ્યા છે સૌ સરદારરે. ૩૪ એ વખતે હોકારો ત્યાં હોયરે, ભુજ જોડી સામા આવ્યા સહુ કોયરે. ૩૫ બેશી રહ્યા પડેલ જણ ચારરે, બીજા ના આવ્યા જાદવ બ્રહ્માકુમારરે. ૩૬ વલણ—જાદવ વિપ્ર ન આવિયા, નાવી સર્વ પ્રજાયરે; દાસ છગન કહે આવિયો સભા તોરણ રાયરે. ૩૭

## કડવું ૧૮ મું. રાગ નળાખ્યાનનો.

વાગી વાગી સ્વયંવરમાં હાક છત્રપતી આવિયોરે, ભાગ્યા સહુ ભુપતીના વાક. છત્ર૦ ૧ સામા ચાલ્યા છે ક્ષત્રી કુમાર, છત્ર૦ પડયો દુર્યોધનનો પોકાર. છત્ર૦ ૨ ગયો પદ આણી ઉલટ, છત્ર૦ પાણી સાકરનાં લઇ ઝટ. છત્ર૦ ૩ ભલે પધાર્યા સઉના રાય, છત્ર૦ કરજોડી ઉભા સૌ ત્યાંય. છત્ર૦ ૪ મોટે સાદે ન કોથી બોલાય, છત્ર૦ છાની વાત કોથી નવ થાય. છ૦ ૫ એવી લાગે સૌને બીહિક, છ૦ નવ ખવાય ખાંસી કે છીંક. છ૦ ૬ જાય જે પર દ્રષ્ટનિ દ્રસ્ય. છ૦ તેતો પામે ઘણું એક કષ્ટ. છ૦ ૭ અતી ગર્વીષ્ટ છે અંધસુત છ૦ તેની પુઠળ સરવે નર, છ૦ કરી થકી ઉતરીયો તરત. છ૦ ૮ ચાલ્યો શ્રીફળ ઝાલી કર, છ૦ તેની પુંઠળ સરવે નર. છ૦ ૯ ગયો સભા વિષે અંધ તંન, છ૦ બેઠો જે ઉંચે આસન. છ૦ ૧૦ પછી પેઠા સર્વે જન, છ૦ બેઠા પોતાને આસન. છ૦ ૧૧ પછી વધ્યો દુર્યોધન ભુપ, છ૦ સહુ સભા થઈ ગઈ ચુપ. છ૦ ૧૨ વલણ—સર્વ સભા ચુપ થઇ, કોથી નવ બોલાયરે; દાસ છગન વાણી વદે, અછકલું દેખાયરે. ૧૩

## કડવું ૧૯ મું. રાગ દોહા.

સકળ સભા સજ્જ થઇ. બેઠી ચુપાચુપ; સૌ સામી દ્રષ્ટી કરી, હસ્તીનાપુર ભુપ. ૧ એવે ધીરે બોલીયો વ્રુકોદર તો વાત, મોટાભાઇ આવ્યો અછકલો, દુર્યોધન તમ ભ્રાત. ૨ કહે ધર્મ તું બેશ છાનો,

શોભે કેવો એહ; ગમે તેવો એહ છે, પણ સગો આપણો તેહ. ૩ એ આવ્યો તો સભા શોભી, નહિ તો દેખાતું ઝાંખું; એને આવ્યે શોભિયું, સભા મંડળ આખું. ૪ સમજાવ્યો એમ ભીમને, એવે ભીષ્મ પીતાય; વિદુરને કહે વારતા, અછકલુ દેખાય. ૫ શ્રીફળ ઝાલી મુઢ બેઠો, ચેષ્ટાવાતો થાય; જાવ જઈ હેઠુ મુકાવો, તો તે ઠીક કહેવાય. ૬ એટલે વિદુર ઉઠીયા, જઈ કહી કાનમાં વાત; મ્હેલ તારૂં શ્રીફળ હેઠું, દિસે અછકલી જાત. ૭ ભીષ્મ પીતા બહુ કળકળે, દેશે હમણાં ગાળ; નીચુ જોવું પડે તારે, હસશે સહુ ભુપાળ. ૮ દુર્યોધન કહે કેમ મામા, શ્રીફળમાં શું હોય ? મામો કહે કે બાજ્ય હેઠું, જાણે તને સઉ કોય. ૯ ત્યારે નીચુ તે ધરી, કરી ગર્જના ઘોર; કયાં ગયો હે દ્રુપદરાજા, મુકો સર્વે શોર. ૧૦ સુણી પંચાળરાય ધ્રુજ્યો, ગુરૂ પ્રતિ જોડયા હાથ; છત્રપતિ તો તેડે છે, ચાલો મારી સાથ. ૧૧ શું પુછશે કોણ જાણે ? વેણ વદશે કેવા ! માટે મારી સંગ ચાલો, ઉત્તર એને દેવા. ૧૨ મારાથી તો નહી કહેવાશે, હૃદય ધડકે મારૂં; દ્રોણીક કહે હું આવું છું, કહે તે વારૂ. ૧૩ ગોષ્ટી કરીને બંને આવ્યા, જોડયા દ્રુપદ હાથ; નીચુ જોયું અંગ ધ્રુજે, દુર્યોધનની સાથ. ૧૪ મોટે સાદે દુષ્ટ બોલ્યો, ધરી હૃદય અહંકાર; કન્યા લાવી પરણાવી દે, કેમ કરે છે વાર. ૧૫ ઉત્તર તેનો શોજ આપે, દ્રુપદરાય પ્રમાણ; એટલે દ્રોણીક બોલ્યા, છત્રપતી શું શાણ. ૧૬ દ્રોણીક કહે કે શું પુછો, ઉત્તર તમને આપું; શું તમારૂં કહેવું તે કહો, પછી ઉત્તર આપુ. ૧૭ કહે દુર્યોધન શું કહેવુંતું, કન્યા ઝટપટ લાવો; વાર કર્યાનું કારણ કશું, હેલામાં પરણાવો. ૧૮ ગોર કહે જરા સુણોછો, કુળવંતા હીરા; એકદમ કન્યા માગો છો, નથી કર્યો કાંઇ વીવા ? ૧૯ સ્વયંવર આતો ભર્યો, તે માહી મછવેધન કરો; તો તો કન્યા તમારી છે, સુખરૂપ તેને વરો. ૨૦ મચ્છવેધ કેવો તે કહો ? શું કીધું આરંભ; કહે દ્રોણીક જળકુંડે, બાર ગાઉનો થંભ. ૨૧ તેણે ચઢો જાવ ત્રાજવે, બે પલ્લે બે ચર્ણ; ધનુ ચઢાવી જળમાં જોઈ, મછ વિંધો એ પણ. ૨૨ બાણ વાગે મચ્છ લોચન, પછી વિંધે પુછ; વળી ઉપાડી જળમાં નાંખે, એકજ બાણે મચ્છ. ૨૩ શુરાપુરા તમે માટે, એહતો પ્રાક્રમ કરો; પુજ્ય આઓ અમારા ને, સ્વરૂપવંત કન્યા વરો. ૨૪ ચઢતાં ચઢતાં જો પડયા, કે પડયા અધુરે કામ: તો બેસો ઉઘાડે માથે, બેઠા છો તે ઠામ. ૨૫ દુર્યોધને તે ગમ જોયું, પડેલા ગભરાય; છત્રપતીથી શરમાઈ જઇને, નીચું જોઈ ડાહ્યા થાય. ૨૬ તે દેખી થયો આકળો, બોલ્યો દુષ્ટ વચન; અમે શું કંઈ જેવા તેવા, નહી સહનારા જન. ૨૭ રેં જી

પેંછી કંઇ ચઢે, કોણ મારી તોલે; તે માટે નહીં ચઢનારા, વેણ ગર્વનાં બોલે. ૨૮ બળી સભાને ટળ્યું વેધન, ઘો પરણાવી કન્યાય; અમો તો નહી બેશી રહીએ, થશેજ મોટો અન્યાય. ૨૯ કરી ગર્જના ગોર બોલ્યા, તું દેખાયે ખોટો; સુકય મોટાઇ મારી પાસે, તારે ઘર તું મોટો! ૩૦ મછવેધનને સભા બાળે, બાળ્ય તારૂં મોહું; જેમ ફાવે તેમ બોલે, મુખથી રોહું રોહું. ૩૧ બણી ઠણીને વરવા આવ્યો, શ્રીફળ લઈ ચઢયો ઘોડે: કામ કરયા વણ જજે પાછો, ઘેર કાળે મોઢે. ૩૨ મચ્છ તો વીંધ્યા વિના, નહી પામે કન્યાય; એમને એમ જો વરવી હોય તો, વરશે તારી માય. ૩૩ દ્રૂપદ કેરી નથી કન્યા, એહ દીકરી મારી; હિમ્મત મનમાં હોય નહી તો બેશ ભાર ભારી. ૩૪ દ્રૂપદ તાબેદાર તારો, અમે તો કંઇ નથી; તારે ઢંગે રહેજે, સુણીને છત્રપતી. ૩૫ ઉંચે બેઠો પણ નીચ જાતિ, કથીર લીધો જાણી; કથીર વીના કેમ નિકળે, મુખે આવી વાણી. ૩૬ ઉત્તમ જનની પેટે જન્મે, કદી નીચ જો કોય; ઉત્તમમાં ગણાય તો પણ, તાત બીજો હોય. ૩૭ એ વિના નવ નિકળે, નીચાં કૃત્યે ને વેણ; લાંબી વાત ન કરતો કડવું લાગે કેંણ. ૩૮ એવું કહી દ્રોણીક ચાલ્યા, ગ્રહી દ્રૂપદનો હાથ; સકળ સભા ન્યાળે નજરે, કુંડે ઉભા સાથ. ૩૯ કહે દુરયોધન મામા મારા, ઘર ઘાલ્યું છે ગોરે; બધો રોફ બેસારી દીધો, હવે કરૂ શું હુંરે. ૪૦ ગાળો તો બેચાર ખાધી, હવે કરવું કેમ; શકુની કહે મછવેધન કરી, વરવી કન્યા તેમ. ૪૧ દુરયોધન કહે થંભે ચઢવું, થનારૂં તે થાય; પણ મારા પહેલા સર્વેથી, સભાજ કેમ અવાય. ૪૨ મરજાદા નવ રાખી મારી, હરનીશ આમ ન ફાવે; ચઢયા પડયા તેને સપડાવું, કરે નહિ કો કાળે. ૪૩ કહે શકુનિ વાત સાચી, રાખે કેમ ન માપ; કહીશ જે તું તે સાંભળે, સહુનો તું માબાપ. ૪૪ વલણ—માબાપ સહુનો તું ખરો, ને એ તાબેદારરે; દાસ છગન કહે રહે સાંભળી, સામો કોણ થનારરે. ૪૫

## કડવું ૨૦ મું રાગ મારૂ.

ઉઠયો ઉઠયો સર્વનો રાય, શુરા કોઈ ઉઠીયેરે, હું ઉભો સભાની માંય શુરા કોઇ ઉઠીયેરે. ૧ મારે આવ્યે ન ઉઠો કેમ, શુરા૦ શું બેઠા ધરીને નેમ; શુરા૦ જોઉં કેવા ચડો છો થંભ, શુરા૦ મનમાં શે રાખો દંભ. શુરા૦ ૩ આવ્યા આશ ભરેલા સર્વ, શુરા૦ બન્યા રૂપે રૂડા ગર્વ. શુરા૦ ૪ મુજ વિણુ થયું નહિ કામ, સુરા૦ પહેરો હાથ ચુડા

તમામ. સુરા૦ ૫ નાચો ઓઢણી ઓઢી અંગ, સુરા૦ આંખ આંજે મેશ ઉમંગ. સુરા૦ ૬ ખાઇ ખાઇ વધારી કાય, સુરા૦ જેવી ભેંસ ભાદરવે થાય. સુરા૦ ૭ નહીં હું વિણ કામ, સુરા૦ આવ્યા સભામાં ધરી નામ. સુરા૦ ૮ મુજવીણ આરંભ્યું કામ, સુરા૦ સૌએ બોળ્યાં બાપનાં નામ. સુરા૦ ૯ નવ રાખી મારી મરજાદ, સુરા૦ હોંશ હતી વરવાની આદ. સુરા૦ ૧૦ નથી કોઇ ક્ષત્રાણી પુત, સુરા૦ સર્વ ધાવ્યા લુંડી દુધ. સુરા૦ ૧૧ મીથ્યા ક્ષત્રાણી મારી ભાર, સુરા૦ કુખ લજાવી તે નાર. ૧૨ જનમ્યા થઈ મનુષ્ય, સુરા૦ થયા પથ્થર હોતતો ખુશ, સુરા૦ ૧૩ પહેલ કરીને ખોયું માપ, સુરા૦ તેહ પ્રગટે છે તન તાપ. સુરા૦ ૧૪ આદ જાણતા નહોતા આપ, સુરા૦ હજી નથી આવ્યો એનો બાપ. સુરા૦ ૧૫ વલણ—બાપ હજી આવ્યો નથી, તો શાને ધરી હામરે; દાસ છગન છલકાઇ ગયો, હલકુ પાત્રજ આમરે. ૧૬

## કડવું ૨૧ મું. રાગ સામેરી ઢાળ.

વૈશમપાયન બોલિયા, સુણ જનમેજય રાય; ઓછુ પાત્ર છલકાઇ ગયો, બોલ્યો સભાની માંય. ૧ કોણજ એને કહી શકે, બોલ્યો ફાવે તેમ; સર્વે એના ખંડિયા, કોણ કહે કહ્યું કેમ. ૨ કઠણ વચન શ્રી કૃષ્ણજી, સુણયાં પોતે કાન; ખમાયું નહી તે થકી, ઉઠયા સુંદર શામ. ૩ વચમાં આવી બોલીયા, આ શું બોલો રાય; સહુ ક્ષત્રી લજાવીયા, છત્રપતી મહાકાય. ૪ તમે તો મોટા ખરા, મોટું જોઇએ મન; મોટાઇ ને ગંભીરતા, રાખવાં જોઇએ તન. ૫ હલકાં વેણ વદવા થકી, દેખાયે છોટાઇ, મન મોટું મોટા તણું, છોટાની હલકાઇ. ૬ આમ બોલવું નવ ઘટે, નીચ નીચું વેણ; ખંડીયાના છો માત પિતા, એ તમ રૈયત કહેણ. ૭ ક્ષમા કરીને ઠામ બેસો, દે ઠપકો ગુરૂ દરોણ; દુષ્ટ કહે કે ઓ ભરવાડા, તું કહેનારો કોણ. ૮ તું ભરવાડો તું પીંડારો, ગોકુળ ચારી ગાય; છાશ પીને થયો મોટો, કરી માતુપક્ષ હત્યાય. ૯ વિપ્રનું અન્ન માગી ખાધું, હું સામું શું બોલે; કોણ શીખ દેનારો મુને, શું છે તું હું તોલે. ૧૦ કહે કૃષ્ણ હું નહી તું તોલે, મુજ વાતો ઠીક વરણી; તું તોલે હું કયાંથી આવું, તારી મા આખલાને પરણી. ૧૧ ક્ષત્રી ઘેરજ અવતર્યો, મોટાઇ કયાંથી લાવે; પહેલો પિતા આખલો તે, અસર કયાંથી જાવે. ૧૨ ભેગ વીનાતો ઉત્તમ કુળની, આવી બુદ્ધ ન ચાલે; અવળી જાત હોય આખલાની, જ્યાં ત્યાં માથાં મારે. ૧૩ પ્રભુ કહે કે સભા સુણો સૌ, થયો નંદીનો ભેળ; તેથી એની બુદ્ધિ

જુદી છે, આખલાને વેળ. ૧૪ દ્રષ્ટાંતે સિદ્ધાંત કરવો, સર્વે રાખવી સુદ્ધ; ઉંચો હોય પણ ભેગ વિના, નાવે નીચી બુદ્ધ. ૧૫ નીચ નવ વદે કાર્ય નીકરે; હસ્ત મેળાપ આખલે કીધો, એટલે ગુણ બુદ્ધિ ફરે. ૧૬ હોય ઉચ પણ નીચ વાણી, તેથી જાઓ નીચ નીચ તણે તો ન હોય શીંગડાં એ બુદ્ધિને કીચ. ૧૭ હોયે જે જન ખોટો તેને, ખરૂ કહો લાગે ખાર; ખરાને ખોટું કહિએ તો, ઉપજે મનથી ઝાળ. ૧૮ આદઅનાદી એવી રીતી, સુજ્ઞ જનોનું કહેણ; કૃષ્ણ પ્રભુએ સહેજ કીધું, દુષ્ટે વધાર્યું વેર. ૧૯ ઉતારત કહેતામાં નીચો, ખેંચે નીજને શીશ; શીખામણ તો કડવી લાગે, પ્રગટે નીચને રીસ. ૨૦ ઉંચ નીચ સમજો બોલીમાં કહ્યું કૃષ્ને એમ; કહે દુર્યોધન જુઓ મામા, આ બોલે જેમ તેમ. ૨૧ કહે કર્ણ બોલી બોલાવવા, માંડયાં છે તેં ચ્હેન; શકુની કે મા ખતરાઈ, ખતરાઇ મારી બહેન. ૨૨ સુણી દુર્યોધન બોલ્યો, શામ સમાવો તાપ; તમને કાંઇ મેં નથી કીધું, બેસો આસન આપ. ૨૩ પ્રભુ કહે કે તુજ તાબાના, તે સુણી રહે કાન; પણ પારકે ઘર ના કહેવાયે, શું માંડયું તોફાન. ૨૪ કે નથી કરવું કે' દુર્યોધન, જાવ શ્રી જુગજીવન; એમ કહીને ગયો આસન, ગયા દેવકી તંન. ૨૫ સભા સર્વ રાજી થઇ, ઠીક કહ્યું પ્રભુએ વેણ; અછકલો જેમ તેમ બોલે, સુણે ન કોનું કહેણ. ૨૬ કાળા મોઢે આસન બેઠો, દુષ્ટ દુર્યોધન; પછી કર્ણ ને મામા પ્રત્યે, પુછે દુષ્ટ વચન. ૨૭ હવે આપણે તો શું કરવું, બહુ બોલ્યું તે નડશે; કહે શકુની બોલ્યા પ્રમાણે, થભે ચડવું પડશે. ૨૮ કહે દુરયોધન મચ્છ ઉંચુ પલ્લામાં ઉપાધી; પડુ ચડતાં ને મરૂ તો, કોણ ભોગવે ગાદી. ૨૯ કહે શકુની મચ્છ જુએ સું જુએ ત્રાજવાં સાર; કન્યા બેઠી ઝરૂખામાં, વીજ તણો ચમકાર. ૩૦ ત્યારે તેણી ગમ નીરખી, હરખ ચમક થાય; અહો મામા આવી કન્યા, નથી ત્રિલોક માંય. ૩૧ થંભ ચડુ મચ્છવેધ કરૂં, ને ભાગ્ય મારૂં ભળશે; સફળ જન્મારો મારો થાશે, રત્ન કન્યા મળશે. ૩૨ એના ને મારા કર કેરો, હસ્ત મેળાપક થાશે; એના કોમળ કરનો કંસાર, આ મોઢું તો ખાશે. ૩૩ મન પલકાયો અતી મલકાયો, ગાજી વદો વચન; જવાબ દેવા આવ્ય દ્રૂપદ, પંચાળના રાજન. ૩૪ કહે દ્રૂપદ ગોર મહારાજા, તેડે છત્રપતિ રાય; કહે દરોણીક હું આવું જોડે, જવાબ દેવા ત્યાંય. ૩૫ ગોષ્ટ કરીને બે જણ ચાલ્યા, ઉભા આવી સાથ; દ્રૂપદ દ્રૂજે નીચું ઘાલી, રહ્યા જોડી હાથ. ૩૬ દુષ્ટ કહે કે ઓ મહારાજા હવે ઉઠું હું ધણી મછ વેધિ કન્યા વરૂ, પણ પચઠો પહેરામણી. ૩૭ દરોણીક કહે કે પાણી પહેલાં, મોજા શે ઉતારે;

કરી કામ ઘર ગામ સહુ લે, ખપે ન કાંઇ અમારે. ૩૮ કહે દુર્યોધન જાવ ઠેકાણે, હવે નથી કંઈ વાર; ગોર દ્રુપદ ગયા ઠામે, બોલ્યો અંધ કુમાર. ૩૯ અહો મામા પહુ ચઢતાં તે થાયે મનસુબા; તમે કરણુ બે ઝીલી લેવા જળ કુંડે રહો ઉભા. ૪૦ કહે કરણ છે શુકન-થી, તો શબ્દ આગળા; આપ આવાં વેણુ બોલી કરો ફજેતી મારી. ૪૧ હ્યો ત્યારે હું ઉઠું હાવે, પણ મનમતી પેલી રૂપાળી કન્યા તો મુજ સામું જોતું નથી. ૪૨

ગાયન ૧ નાટકી.

મામા શો એનો મિજાજ, મદમાં જુએ ન મારા સામુ. ટેક.
હસ્તિનાપુરથી નીકળીઓ, એને વરવા માટ;
રંગમહેલમાં રાણી મેલી રોતી હૈયાફાટ. મામા૦ ૧
જાદવ સામું જોઈ રહી છે, તારૂણી બહુ તેજ:
બહુ રૂપો બે ભાન કર્યો છે, આ તારો ભાણેજ. મામા૦ ૨
કહેવરાવોને કોની સાથે, નથી છુટકો તુજ;
મદ મુકી જો મારા સામું, આખર પરણું હુંજ. મામા૦ ૩

માટે કો'શું જઈ કહેવરાવો સામુ ન જુએ કેમ છેવટ છુટકો છે નહી, નજર ન મેળો કેમ. ૪૩ શકુની કહે કહેવરાવ્યે તો, બનીએ બે ગુમાર; કહે દુર્યોધન પરણ્યા પછી ખાવાનિ છે માર. ૪૪ કહે શકુની ચાહ્ય તે કરજે, પરણ્યા પછીની વાત; અભીમાની ઉભો થયો થંભે જવાને માટ. ૪૫ વારે વારે કન્યા સામું એનો જોનો જાય; પણ કન્યા તો જુએ શાની આકળ-વિકળ થાય. ૪૬ એટલે દાસી દ્રુપદીની તેતો બોલી એમ: અહો બાઇ છત્રપતી ઉઠયા, જુઓ ન સામું કેમ. ૪૭ ત્યારે ક્રોધે કરી તે બોલી દાસી પ્રત્યે વેણ અભી-માનિ અહંકારી એ છે, હું સમ નહી એ કહેણ. ૪૮ કહે દાસી ગમે તેવો, એને ઘેર જવાનું કહે દ્રુપદી એ રોયાથી, નથી કામ થવાનું. ૪૯ કહે દાસી ત્યારે જોઇએ કોનુ સાચ વચન, એવે આવ્યો જળ કુંડાળે, અહંકારી દુર્યોધન. ૫૦ વલણ—અહંકારી જળકુંડે આવ્યો: ચાળા ચટકા બહુ કરેરે; દાસ છગન કહે હરી ફરીને, દ્રુપદી સામુ જુએરે. ૫૧

## કડવું ૨૨ રાગ ધનાશ્રી.

સકળસભા વિચ જળકુંડાળે, ઉભો દુર્યોધનજી; કન્યા સામુ જોઇ રહ્યો છે લોભાયું છે મનજી. ૧ કહે સર્વ સભા કકળેલી, પાતક

દુષ્ટને નડજોજી; પુન્ય સરવનું આડે આવી, એ પાપી તો પડજોજી. ૨ ચાર પડેલે નિચું ભાળ્યું, તે ઈમ અંતર ધારેજી; પાપી થંભે ચઢી પડીને, આવે સાથે ક્યારેજી. ૩ વૃકોદર કહે ધરમ પ્રત્યે, એને અહંકાર નડજોજી ભાઈ તમારો એ દુર્યોધન ચઢતાં હેઠે પડજોજી. ૪ ધર્મ કહેકે સુદ્ધમતીના એ શું બોલ્યો વેણુજી એ પડે તો ઘટે આબરૂ આપણુને લંછનજી. ૫ છાનો રાખ્યો એવું ભાખી, દુષ્ટ થયો તવ સ્વસ્થજી, ભરી સભામાં વસ્ત્ર ઉતારી; ભીડી લીધો કચ્છજી. ૬ પગે તોડો શીર અંબોડો, જુએ સર્વ સભાયજી. મશ્કરીઓ કરે સર્વે મોઢે નવ કહેવાયજી. ૭ દીસે ફક્કડ રહ્યો અક્કડ દાંતે હોઠજ કરડેજી, હેઠુ હીસે દાંત પીસે મુછના થોભા મરડેજી. ૮ ચાળા ચટકા જરી પટકા લેઇ કમ્મર બાંધેજી, બાણ ભાથો અને ધનુષ તે ભરાવ્યા ડાબી ખાંધેજી. ૯ પાન ચાવે તેહ બતાવે, થુંકે છે પીચકારીજી, વારે વારે જુએ કન્યા સામું, આંખ ઘણી મચકારેજી. ૧૦ કુલક્ષણી ઇમ ચાળા કરતો. ગર્વ ધરે સવરથીજી, સભાને નમવાનું મુકી, સામુએ જોતો નથીજી. ૧૧ કોને ન નમતો નથી ગમતો, કન્યા માંહે લક્ષજી પછી પાટીએ તેહજ આવ્યો, દ્રૂપદી સામાં ચક્ષજી. ૧૨ ચાલે લટકમાં મન ફટકમાં ધાર્યું કરવા કામજી, પટીએ જઇને થંભે આવ્યો કરી ત્યાં સલામજી. ૧૩ ચઢું ન ચઢું ભય ભાસે છે જુએ સર્વે સાથજી થનાર હોયે તેહજ થાશે ભીડાવી થંભે બાથજી. ૧૪ થંભે પાદ દીધો કે પછી સેવકે શું કીધુંજી, પાટીયું જે મુક્યું હતું તે, ખરરર ખેંચી લીધુજી. ૧૫ લેતાં પાટીયું પુરણ મનમાં, ચેતી ગયો ચડી ચોટજી મચ્છવેધી કન્યા વરૂ, કહીને મેલી દોટજી. ૧૬ દોડયો દડબડ વાયુ વેગે જોર ઝપાટે જાયજી; છલંગ ભરતો મન નવ ડરતો સુર સપાટે ધાયજી. ૧૭ અતી કળથી ચઢે બળથી, કાયાથી નવ કાંપેજી, મારે ઠેકડા કુદે દેડકા, કપી પેરે ટાંપેજી ૧૮ સરત ન ચુકે પાદ મુકે જાણે જોર ન આવેજી, એવી રીતે ચઢતો જાણે, પતંગ માગે દોરજી. ૧૯ વાયુ વેગે સીધો ચાલ્યો વિસ્મય સભા થાયજી આવી રીતે કો નવ ચઢીયું સૌથી સતાયો જાયજી. ૨૦ ચાહ્ય તેટલું આપણ સરવે, એનું વદીએ ખોટુંજી, બોલેલું તે મુખમાં પેસે, નશીબ મોટાનું મોટુંજી. ૨૧ એના કરમનિ આ કન્યા તે, ટકી આટલીવારજી, નશીબ વિના કેમ કરી પામે; ચઢી પડીયા ચારજી. ૨૨ મચ્છવેધ કરશે, એમ સહુને થાયજી; વાત કરતાં મહા હંકારી, પોણાછ ગઉ જાયજી. ૨૩ ઓ ગયો ને જાય એતો, બોલવું સૌનું નષ્ટજી એવે શ્રી અંતરજામીએ, દુષ્ટ પરે કરી દ્રષ્ટજી. ૨૪ કૃષ્ને જાણ્યું આ પહોંચ્યો, મચ્છવેધ તો

કરસેજી; મારૂં ધાર્યું મનમાં રહેશે પાંડવ પાછા ફરશેજી. ૨૫ જ્ઞાન એવું થહી અંતર, કપટ ગોવિંદ કીધુજી; અહંકારીને ઉંચે જવા દઇ જોર હરી લીધુંજી. ૨૬ જોર અંગથી જતું રહ્યું કે તે તો શ્વાસે ચઢીયોજી; જીવ તો ગભરાવા લાગ્યો થંભે બાઝી પડીયોજી. ૨૭ ઝીલો મામા મુને ઝીલો મળીયાં મારાં પાપજી ઉંચેથી પોકાર કરે તે સુણે ન કોઈ આપજી. ૨૮ વાદળ કેરો વાયુ વાયો, જાણે મેર સમેરજી; તેમ તેમ લાગ્યો તે ગભરાવા ચઢીયા છે બહુ ફેરજી. ૨૯ અરે હુંતો હવે પડુને, મરૂં નીશ્ચે આજજી; મારો પૈસો મારી પુંજી, કોણ ભોગવે રાજજી. ૩૦ સ્વરૂપવંતી કન્યા દેખી મન લોભાયું મારૂંજી હું મુર્ખો શુળીપર ચઢિયો, હવે સર્વસ હારૂંજી. ૩૧ ઓ માતા તું મને ઉગારે, નથી પરણવું તુનેજી; ઉંચે આભ ને નીચે ધરતી તે સુઝે નવ મુનેજી. ૩૨ મન પસ્તાવો એવી રીતે છુટયા પ્રસ્વેદ બુંદજી; આંખે તો અંધારા આવ્યાં રહી નહી કાંઈ સુદ્ધજી. ૩૩ નસો શરિરની નરમ થઈને ઉલટી જ્યાંયજી; થંભેથી કર પાદ છુટયા, પડીયો ઉંધો ત્યાંયજી. ૩૪ પડતાં પડતાં થંભ વાગ્યો કુટયું છે લેલાટજી; જળમાં પડીયો તળે ગયોરે ઉપર આવ્યો ઘાટજી, ૩૫ તેવો તેને તાણી લીધો, જળ ઓકાવી દીધુંજી; અહંકારીનો મદ ઉતર્યો હરીએ સારૂં કીધુંજી. ૩૬ સહુ સભા તો હસવા લાગી ગોર મુગટ લીધોજી, ચાર જોડે એતો બેઠો મામે પાટો બાંધ્યોજી. ૩૭ નીર્લજ થઇને બેઠો વચમાં સૌ કરતા મશ્કરીઓજી; પહેલી કુલાશો મારી મોટી થંભેથી શું ગરીઓજી. ૩૮ રૂપવંતીને વરવા માટે, મમત કરીને મંનજી જરાસંઘ કે' ગાળો દીધી ઓ આખલાના તનજી. ૩૯ શલ્ય કહેકે ઓ દુર્યોધન, મચ્છવેધ ઘરમાં કરજેજી; તારી માને બે છે તેવા, ત્રીજો તું જઇ વરજેજી. ૪૦ તમારૂં બોલ્યું મોઢે પોતે, ધાર્યું કામજ કરસુંજી; એ કન્યા છે કયાં જવાની અમે એને વરસુંજી. ૪૧ એમ થાયે ટગટગી સહુ જુએ રાજંનજી; દરોણીક ને શકુની આવ્યા, કરી ગયા સમજુતજી. ૪૨ સહુ સભાતો બેશી રહીને થાય ન કોઇ ઉભુંજી; છેવટે કરણ ઉઠયો જોઈ કૃષ્ન મન દુભ્યુંજી. ૪૩ વૃકોદર તે ઠામે બોલ્યો, સુણો ધરમ રાયજી; કુળ અજવાળ્યું દુર્યોધને, ભરી સભાની માંયજી. ૪૪

વલણ—ભરી સભામાં કુળ અજવાળ્યું ને ઉઠયો કર્ણ રાયરે દાસ છગન કે'તે દેખીને રોષે કૃષ્ણજ થાયરે. ૪૫



## કડવું ૨૩ મું. રાગ સામેરી.

વૈશંપાયન બોલિયા સુણ જન્મેજયરાય; વિસ્તારી તુજને સંભળાવું મચ્છવેધ મહીમાય. ૧ દુર્યોધન પડયો જાણી, ઉઠયો કરણરાય દીવસ વાંકોએ તણો જુએ સર્વ સભાય. ૨ જળકુંડાળે જઇને ઉભો, ધનુષ બાણ ગ્રહી હાથ; ફાળ પડી દુર્યોધન પેટે કહેવા લાગ્યો વાત. ૩ મનમાં તે વીચારી એવું મછવેધ એ કરશે; વર બનેલો હું જઉ પાછો, એ રૂપાળી વરસે. ૪ હું રહું ને વરે જાનૈયો; એ ખોટું દેખાય; પણ મારૂ તો શું રહે, એ તો પરણી જાય. ૫ એવું સમજી બોલ્યો તે તો, કહો ભાઇ ઉઠયા કેમ; કરણ કહેકે લાજ ગઇ, તેહ વાળવા નેમ. ૬ લાવ્યા જાનને પાછા ફરીયે, તેથી લાજી મરીયે; તે માટે મચ્છ વેધીને કન્યા આપણી કરીયે. ૭ સુણી છત્રપતી ઇમ બોલ્યો, બેશી રહો મુજ ભાત; મારા વિના કોણ વરે છે, બેઠા જુઓ ખ્યાત. એમ કહી શકુનીને તેડયો, તે આવ્યો તતકાળ; કહેવા લાગ્યો મામા પ્રત્યે, દુર્યોધન ભુપાળ. ૯ ઉઠયો કરણ તે રીસે નવ જાનૈયો વરી જાય; તે જોઇ જગત કહે કેવું, તે વદો મામાય. ૧૦ કહે મામો ઉઠેલો બેસે તે ખોટું કહેવાય; પણ એક જુક્તિ કરીએ આપણ, કન્યા આપણિ થાય. ૧૧ કામ કરવા હોય મન, તો ઊઠે રણધીર વચન પાળે આપણું, એતો કરણ વીર. ૧૨ થંભે ચઢીને મચ્છ વિંધે પણ પરણો તો આપ; એવું વચન લેવું હાથે, જેથી રહેસે માપ. ૧૩ તે સુણીને કહે દુર્યોધન, ઠીક બતાવ્યો ઠાઠ; એ રીતે તો આપણ કરીયે, જેથી રહેસે ઘાટ. ૧૪ એમ વીચારીને બોલાવ્યો, કરણને નીજ પાસ; હું રહું ને તમે વરોએ, નરતું દીસે ખાસ. ૧૫ માટે કાંતો બેસો પાછા, કે પાળો એક વેણ; કામ કર્યાની હોંસ હોય તો, મારૂ સુણો વેણ. ૧૬ કામ કરીને ઉતરો હેઠા, પણ વરૂ હું આજ; હું રહું ને વરે જાનૈયો, તેની આવે લાજ. ૧૭ વેણ સુણી કરણ બોલ્યો, સુણો છત્ર પતિ રાય; નથી વરવાની ઇચ્છા મુને, લાજ આપણી જાય. ૧૮ કામ તો હું કરી આપું, સુખે વરજો આપ; વચન દીધું હાથમાં, કે વધો દુષ્ટ અધાપ. ૧૯ જાવ સુખે કામ કરજો, બીક ન ધરસો મંન, કન્યા મારી થૈ ચુકી, લાહો લે આ તંન. ૨૦ મામા કામ એ નિશ્ચે કરસે, એ કન્યા કયાં જાસે; સર્વે મશ્કરી કીધી ભારી, તે મુખમાં પેસાસે. ૨૧ બોલ્યો મામો સમર્થી, તારા કર્મની જાણુ; વીવા સામગ્રી કરો, મામા ચીતમાં આણુ. ૨૨ મામો જઇને દુર બેઠો, વસ્ત્ર ઉતાર્યાં કર્ણ, ભરી સભામાં કચ્છ ભીડાવ્યો, વાર ન લાગી ક્ષણ. ૨૩ બાણુ ભાથો

ધનુષ લીધુ, થંભ ગયો ધરી હુંશ; હાથ જોડી સૌ સભાને, કરી વિ-નતિ અવતંશ. ૨૪ થંભે બાથ ભીડાવીને, ચઢવાનું બળ કીધ; તવ રાયના સેવકે, પાટ તાણી લીધી. ૨૫ બળવાન રાજા કર્ણ કહાવે, તેણે મુકી દોટ; વાયુ વેગે રવિતન ચઢતો ખીલે મારી ઝોટ. ૨૬.

## કડવું ૨૪ મું. રાગ મારૂ.

ખટ ગાઉ છે ખીલોને ત્રાસ, તેને પકડી લેછે શ્વાસ; ત્યારે હરખ્યો દુર્યોધન, મામા ચઢીયો કર્ણ રાજન. ૧ કન્યા બેઠી મારે ઘેર, હવે તેસુ કરીસુ લહેર; વરવા વ્રતી એકાકાર, એ કન્યાના શા છે ભાર. ૨ કે શકુની નવ બોલો કાંય, કામ કરતાં સુધી ત્યાંય; પછી થાશું સવાસેર, આવે દ્રોપદી તારે ઘેર. ૩ અહીંયાં એવી થાતી વાત. આશા મુકી બેઠા મહા ભાગ; એવે કૃષ્ને વિચાર્યું એમ, જોયો કર્ણ હવે કરૂં કેમ. ૪ એ દાતારને મારો ભક્ત હવે કરવું કાંઇ નક્ત; પીડાય નહિ એને લગાર, એતો કામ કરે નીરધાર. ૫ કન્યા લે દુર્યોધન સહી, એહ કામ ઠીક થાયે નહિ; નવ પાડુ તો કામ ન થાય, પાંડવ પાછા ઘેરજ જાય. ૬ મારૂ ધાર્યું મિથ્યા થાય, એ પણ ઠીક ન કહેવાય; હવે કરૂં શું હુંતો કામ તેડું નારદને આ ઠામ. ૭ એમ વિચારી ધરિયું ધ્યાન, નારદ આવ્યા તતક્ષણ તાન, વદે નારદ શી ઇચ્છાય, કેમ તેડયો મુજને ત્યાંય. ૮ કૃષ્ણ કહે જો ઉતરે કર્ણ, તોતો રહે શોભાને પર્ણ મનધાર્યું તે મારૂં થાય, નહિ સર્વે મીથ્યા જાય. ૯ માટે કંઇ જુક્તિ રે.. કરો ચઢયા કરણને કરવો પરો; નારદ કહે ચિંતા નહિ મન, એહ કામ કરૂં ધંન ધંન. ૧૦ એમ કહીને વળીયા મુનિરાજ, આવ્યા દ્રૂપદીને અવાસ; દેખી નારદ લાગી પાય, કેમ પધારયા રૂપિરાય. ૧૧ કહે નારદ દુઃખ તારૂં ઘરૂં, માટે આવ્યો કહું ખરૂં; કન્યા લાગી રૂષિને પાય; આસન આપ્યું કરો દયાય. ૧૨ જેહ હોય તે મુજને કહો, કાંઈએ સંશય મન ના લહો; દરશન દઇ કીધી પાવંન, ભાગ્ય અ-મારૂં છે ધંન ધંન. ૧૩ બેઠા આસન રૂપિરાય; મનમાંહે ગભરામણ થાય; શીષ ધુણાવી બબડયા હોઠ, બેસુજ દિધા માથ જોટ. ૧૪ ઝળઝળીયાં નેત્રથી વહ્યાં, મુખ ઉતારી વેણુજ કહ્યાં; દુઃખ તારૂં મુજ દલમાં થાય, મોઢેથી તે ના કહેવાય. ૧૫ વિને કરીને પુછે વાત, કહે દ્રૂપદી દુઃખ શું ખ્યાત; હરણ તણી આ વેળા સાર. તેમાં ઉદાશી નીરધાર. ૧૬ સાચું કહોને મારા સંમ, કેમ ઉદાસ થયા છો બ્રહ્મ; જે હોશે તે પાળીશ અમો, ખરેખરી દલ હોય તે કહો. ૧૭ નારદ

કહે શું પુછે વાત, તારી ચિંતા તને ન થાત મારે મનતો છે ગભ-રાટ, તેની તું શું જાણે વાત. ૧૮ કહે દ્રૂપદી હો મહારાજ; ખરે-ખરી તે કહોને ખ્યાત; દલમાંહ દુઃખ શાને ધરો, સુખ કહીને તે પરૂ કરો. ૧૯ કહે નારદ થંભે કો ચઢયો, નાત જાતને કોણ ઘડયો; તેની તું નવ જાણે વાત, કોણ દીસે કરણની જાત. ૨૦ તારી દાસી કહેશે સર્વ, માહેત થઇને ધર તું ગર્વ; તું રાયની પુત્રી સાર; એ છે શું તુજશો નિરધાર. ૨૧ માત પીતા એનાં નવ હોય; જગમાં મોટું લાંછન જોય; કુળહીણુ એનો વેહેવાર એની જનની દાશી સાર. ૨૨ ક્ષત્રી કન્યા તું છે સાર, દાસીપુત્ર પરણે આહાકાર; રાજવંશી નથી નિરધાર, તેનો કરી લે કાંઇ વિચાર. ૨૩ વાતો સરવે રાજા કરે, અવળી ગંગા વહે છે ખરે, નેવ તણાં નિરમોભે જાય દાસી તુલે લે રાજકન્યાય. ૨૪ એવી સભામાં વાતો થાય; સુણી મુજ રદય શેકાય; તેથી આવ્યો કેહેવા સાર, નસીબ તુંજ વાંકુ નીરધાર. વર તુંને કોઈ ના મળે, તો વીષ પીને મરજે ખરે; પણ પાછો આને કાઢજે, બીજો વર સુખે ધારજે. ૨૩ કેણ સુણી નારદનાં ઇશ, પગની જ્વાળા લાગી શીશ; દાસીસુતને હું નહિ વરૂં, તમે ચેતાવી તેતો ખરૂં, ૨૭ ઓ-શીંકળ શી તમને થાઉ, મારા માટે કીધુ બહુ; એને હું ઉતારૂં હેઠે, સત્યવચન છે એતો નેટ. ૨૮ એમ કહી દીધી આજ્ઞાય, ચાર દાસી મોકલી ત્યાંય; શંખ વગાડી કરજો જાણ, દ્રૂપદી નહી વરે પરમાણ ૨૯ કહે નારદ કે ના લઇશ નામ, હુંતો જઉછું મુજ મુકામ; એમ કહી અંતરધાન થયા, કહી કૃષ્ણને પોને ગયા. ૩૦ તવ દાસી તો ત્યાંહે ગઇ, શંખ વગાડી બીના કહી; સાંભળને તું રાજા કર્ણ, મ-ચ્છવેધ કરતો ઉતર ધાર્ણ. ૩૧ રાજકન્યા તને નહિ વરે, દાસીસુત તું તો છે ખરે; વળી તું કહેવાય પ્રધાન, તારા કુળમાં લંછન જાણ. ૩૨ તે કારણ તુંને નહિ વરે. માટે મચ્છવેધન નવ કરે કદી કરીશ તોય પાછો જઇશ, એ કન્યાને તું ન વરીશ. ૩૩

વલણ. શંખ વગાડીને કહ્યું, સુણ્યુ કરણે કાનરે; દાસ છગન કહે મેહેણું દીધું કીધું મુજ અપમાનરે. ૩૪

## કડવું ૨૫ રાગ છપ્પો.

થાયે જો અપમાન, તેહથી મરવું સારૂ; થાયે જો અપમાન. હળાહળ પીવું પ્યારૂં; થાયે જો અપમાન, જોગી થઇને જાવું; થાયે જો અપમાન, રૂડા ભોગ તજાવું; અપમાન થાય તેથી અધિક, બીજું

દુઃખ કંઇ છેજ નહિ; દાસ છગન સત માનજો, ધિક્ક ધિક્ક તે નરને કહી. ૧ તેમ થયું છે આજ. કરણ કેરે માથે તેમ થયું છે આજ, રોમે અગ્નિ લાગ્યો, તેમ થયું છે આજ, વ્યાલ વિષધર જાગ્યો; વળિ તેમ તો આજે થયું, મ્હેણું માર્યું દાસીયે; છગન ઉતરી ગયું, સુખ કરણ ઉદાશીયે. ૨

રાગ સામેરી ચોપાઈ.

તેથી વળગ્યો થંભે સાર, મનમાંહે ક્રોધ અપાર; ભરી સભામાં લીધિ લાજ, ખરરર નીચે ઉતરયો ત્યાંજ. ૩ નાઠી સંખ વગાડી દાસ, ગઈ મ્હેલમાં દ્રૂપદી પાસ; કર્ણ ઉતરી આવ્યો ધર્ણું, સુખ ઉતર્યું ઉદાસી વર્ણું. ૫ કહે દુર્યોધન વીરા કર્ણ, લાજ લીધી દ્રૂપદીએવર્ણ; આશા હતી વરવાની ખાસ, પાછા જાવું પડશે આજ. ૫ કરણ કહે કે ચરચા જોઉં, મચ્છ વિંધનારો દીસે કોણ, શેર શુંઠ ખાધી કોની મામ, કે કન્યા વરી ઘેર જાય. ૬ મ્હેણું દેનારીને વરે, મારે અન્યાય કરવો રખે; વ્યાપી મનમાં રીસજ મને, પરણાવી લઇ જાઉં તને; આભ અવની એકજ થાય, પણ વરવા ન દઉ કન્યાય; ધિરજ ધરજે તું તો મંન, કન્યા તારી નહિ કો જન. ૮ દુર્યોધન કહે મામા આજ, નિશ્ચે એહ થવાનું કાજ; વળી કહે કો કરે કામ, ત્યારે મારી જાએ મામ. ૯ કહે શકુની બોલ્યો કર્ણ, વ્હેમ ન રાખીશ કોઈ વર્ણ, એનું વેણ મીથ્યા નવ જાય, કેવો દીસે બહાદુર ભાય. ૧૦ કરણ કહે કો કરશે કામ, તેનો કેડું હું તો ઠામ; ઉતરતાં મારૂં ઇક બાણ, મર્ણ પમાડું નીશ્ચે જાણ. ૧૧ કન્યા વરવા નવ દઉં કોઇ બ્રહ્મા વિષ્નુ મહેશ્વર હોઇ; તારી ચીંતા મન જાન નિશ્ચે બેઠી છે ભવંન ૧૨ છત્રપતિ કહે સંદેહ ટળ્યો, બહાદુર વીર તું મુજને મળ્યો: નહિતો ન્હોતિ મુજ મન આશ, તારાથી મેં જાણ્યું ખાસ. ૧૩ એમ કહીને થયા ચુપ, થાય ન ઉભો કોઈ ભુપ; દ્રૂપદ મન ઘણો ગભરાય, હવે વ્હલે શી મારી થાય. ૧૪ કીધ કન્યાયે કાળો કેહેર, કામ થતાં વધાર્યું વેર; કરણ ભરાયો ક્રોધે આજ, સુખે નહિ હોયે વીવાકાજ. ૧૫ નીશ્ચે થશે કન્યાનું હર્ણ, મારૂ પણ આવ્યું છે મર્ણ; અનર્થ થાય તે કેમ જોવાય તેથી ભલું મોત કહેવાય. ૧૬ ઘેર જઈ વિખપીને મરૂં, હવે જીવીને હું શું કરૂ; વળી કોઇ ઉઠે રાજંન, જોવા લાગ્યો ચારે ગમ. ૧૭ અવળો નહી કોઇ તે ઠામ, ત્રાસ પડયો પુરી ગઈ હામ; તે જોઈ કહી દ્રોણીકને પેર, હું તો જરા જઈ આવું ઘેર. ૧૮ એમ કહી તે ત્યાંથી વળ્યો, મંદીર માંહે તે તો પળ્યો; પોતે ધારી મર્ણની પેર શું કરતો તે જઇને ઘેર. ૧૯

વલણ. મરવું નીશ્ચય આવરી, ગયો દ્રૂપદ ઘેરરે; દાસ છગન કહે કર્ત્તા ઇશ્વર, તેણ તુરે તો તેરરે. ૨૦

## કડવું ૨૬ મું. રાગ દોહરાની ચાલ.

વૈશમપાયન બોલીયા, સુણ જનમેજય રાય, વિસ્તારી તુજને કહું, મચ્છવેધ મહિમાય. ૧ સ્વયંવરમાં વાતો ચાલે; કો નવ ઉઠશું સાર; તે માટે દ્રૂપદ ગયો, મરવાને નિરધાર. ૨ અરેરે એ દેહ તજશે, પુત્રી રહે કુંવારી; બીચારાએ ખરચ કીધો, તે થશે ધુળ ધાણી. ૩ એ સુણી બળદેવ બોલ્યા, અહો મારા વિર; દયા આવે મુજને, કહોતો ઉઠું ધિર. ૪ મચ્છ વિંધવા કારણે કહોતો થંભે જાઉં; આજ્ઞા આપો મુજને તોતો ઉભો થાઉં. ૫ તવ પ્રભુએ વિચારિયું, તરછટ કથળે કામ. ચઢેલા પાડિયા, ભકતકેરે કામ. ૬ વળી મોટાભાઇ ઉઠે, તો શું ધરશો મર્મ, એમ જાણી બોલિયા, તમારો નહિ ધર્મ ૭ હું નાનો ને તમે મોટા કેમ ન રાખો શર્મ, ઘરડપણે ગતિ ગઇ, વિચારો મન મર્મ ૮ આટલે વર્ષે પરણુવા થાયે છે ઇચ્છાય; જાણી લાગે અવનવું જે એ તમથી નવ થાય ૯ સુણી વેણ પ્રભુ તણાં, બળદેવ તો શરમાય, કહે હળધર હો વિરા, મન આવે દયાય. ૧૦ કન્યા માટ ન કીજીયે, વરવા નહિ ઇચ્છાય; ધુળ ધાણી આ થાય છે. મરે દ્રૂપદાય. ૧૧ આ વખતે જો હોય એક કુંતા કોઇનો તંન; આટલી વાર તો નવ ટકે, મચ્છ તણું વિંધન. ૧૨ કહે કૃષ્ણ શું કુંતાસુતનું, તમે કાપો કષ્ટ; કદાપિ એજ દેખાડું તો, શું દેશો અત્યક્ષ. ૧૩ કહે હલધર બતાવો તો. તેને પરખી લઉં, સુકીત મારૂ સરવજે, આજલગીનું, દઉં. ૧૪ વિશ્વંભર કહે વચન આપો, હલધર દેજ વચન; વચન લઇને હસી પડયા, પોતે જુગજીવન. ૧૫ પાંડવ શાને વચન શું, મશ્કરી કરશે કોય; વાણાં વાયાં વર્ષ ત્રણનાં તો પાંડવ કયાં હોય. ૧૬ તવ બોલ્યા બળદેવજી, તું તો હસે છે કેમ, મશ્કરી મુજ તેં કરી, શું તુજ સમ હું તેમ. ૧૭ ત્યારે તો બોલ્યા નહિ, ગયા ઉઠી તે વાર; રાજસભામાં સંચર્યા, પોતે જગદાધાર. ૧૮ દ્રોણ વિદૂર ને ભિષ્મ બેઠા, સંગે કૃપાચાર, હસતે વદને આવિયા, પોતે દેવ મોરાર. ૧૯ ભિષ્મજીએ બોલાવિયા, પધારો પુર્ષ પુરાણ; બિચારા દ્રૂપદ તણું, ખર્ચ થાય ધુળ ધાણ. ૨૦ દુર્યોધન તો ચઢી પડયો, બોલ્યું કૃષ્ણનું નામ; હોય કદાપિ પાંડવો, તુરત કર્યું હોય કામ. ૨૧ હીસ અને ડાહ્યા ગયા રહ્યા કુળ અંગાર, ઉપાય તે શો કીજીયે, કહો દેવ મોરાર. ૨૨ એવું

સુણીને બોલિયા પોતે યાદવરાય; સુણો સત્ય પુરૂષ તમે, એક કહુ ઉપાય. ૨૩ વખાણ પાંડવનાં કર્યાં, કદી બતાવું એક; તેનું કષ્ટ કાપો કેશું, શું આપો ધરી ટેક. ૨૪ સતીયા ચારે બોલિયા, ઓળખીએ આ ઠામ; સુકીત અમારાં અરપીયે, આજ લગીનાં તમામ. ૨૫ વિઠ્ઠલ કહેકે વેણુ ઘો, નવ દીધાં વચન, એટલે ખડખડ હશી પડ્યા પોતે જુગજીવન. ૨૬ ભીષ્મ પીતા કે' હસો છો શું, કાંઇ ન આવે લાજ; પ્રભુ કહે કે વચન દીધાં, પાંડવ કયાં હોય આજ. ૨૭ ભીષ્મ કહે શાબાશ તમને, અહો દેવાધી દેવ; વૃદ્ધ થયા પણ કુળની, ના ગઇ તમારી ટેવ. ૨૮ કહે ગોવિંદ ગમ્મત ઘડી, કરીએ આપણે આજ; એમ કહીને હરી ગયા, જ્યાં યાદવ સમાજ. ૨૯ બેઠા જે આસનમાં; ઘણીક છે ચિંતાય; ભક્તિ માટે ભુધરે, કરી પેરવિ માવ. ૩૦ વચન પાંચે લઈ વળ્યા, ભક્તિ વશ જગરાય: દ્રુપદરાજા ઘેર ગયો, તેની કહું કથાય. ૩૧

વલણ. કથા કહું દ્રુપદ તણી, શી થે તેનિ વાતરે, દાસ છગન સૌ સાંભળો હેત કરી એ ખ્યાતરે. ૩૨

## કડવું ૨૭ રાગ મામેરૂ કૌતક કળિજુગના.

દ્રુપદરાજા મેહેલમાં જઇ, ચઢયો અસમે માળરે, પ્યાલો વિશનો ઘોળી ભરીયો, વ્યાસજી ઉપકાસ, કૌતક કીધુંરે ટેક. ૧ ચોધારે આંસુ તો ચાલે, કરે અતિ પરીતાપરે, હે વેદ વ્યાસજી હું મરૂં તે, તમારે માથે પાપ કૌ૦ ૨ એવું બોલી પ્યાલો પોતે, મુખ માંડયો જે વારરે, વેદવ્યાસજી આવી ઉભા, પ્યાલો પડયો તે ઠાર. કૌ૦ ૩ મારી તમાચો ઢોળી નાખ્યો, વદ્યા મુખ વચનરે, શા માટે આપઘાત કરે તું, અહો સુરપજન. કૌ૦ ૪ કહે દ્રુપદહો મહારાજા, તમે સાચા શતરૂ મારારે, વગોણું જગ બાધે કરાવ્યું, ઉપાય બતાવ્યા સારા. કૌ૦ ૫ કહેણિ કરાવી મારે માથે, પૈસે મુકી પુળીરે; એક રૂપાળી કન્યા સારૂ, ચઢાવ્યા સૌ ...ળી. કૌ૦ ૬ લાંછન મારે માથે આવ્યું હવે જીવિ શું કરવુંરે; તમ કહે મેં કામ કર્યું, તો વીશ ઘોળી પી મરવું. કૌ૦ ૭ માઠી મતીતો મને દીધી. કોથી ન થયું કામરે, પાંચ પડયા ને છેહ્યે ઉતરીઓ, મચ્છ રહ્યું કરી ઠામ. કૌ૦ ૮ સુણી બોલ્યા વેદવ્યાસ તો, ગભરાઓ શું છેકરે, તારી પુત્રી લાયક ન્હોતો, એમાંનો વર એક. કૌ૦ ૯ રાય કહે છે પુત્રી લાયક, જણાતો નથી કેમરે, વ્યાસ કહે તે

આવ્યો સભામાં, કામ ઉપર નહિ પ્રેમ. કૈ૦ ૧૦ કન્યાની ઈચ્છા નથી એને, નહી જશનો મંન પ્રેમરે, દ્રૂપદ કહે પરેમ વગરનો, ઉઠાડું કરી કેમ. કૈ૦ ૧૧ વ્યાસ કહે ફરી જા તું સભામાં, સંગે દ્રોણીક લે-જેરે; રાજા રૂષિ જાદવ કેરી, ત્રણ સભામાં ફરજે. કૈ૦ ૧૨ કર જોડીને વિનંતિ કરજે, ધરજે પુરણ પરેમરે; છચોક હાવું કહે જે સભામાં, તને કહું જેમ તેમ. કૈ૦ ૧૩ રૂપ રંગનું કામ નથી ને, ક્ષત્રી જોઇએ, આપરે, જાત છુપાવી બેસી રહેતો બ્રહ્મહત્યાનું પાપ. કૈ૦ ૧૪ ત્યારે ઉઠે પાપજ ભયથી, એની ચાલે હામરે; રૂપરંગ તેમાં નહિ હોય નિશ્ચે કરશે તે તો કામ કૈ૦ ૧૫ કે દ્રૂપદ વારૂ મહારાજા, પાળું હું તમ વાણરે, તેમ છતાં નહી કામ બનેતો કાઢીશ મારા પ્રાણ. કૈ૦ ૧૬ એમ કહીને દ્રૂપદ ઉઠયો, વ્યાસ થયા વીદાયરે, દ્રોણીક સંગે દ્રૂપદ આવ્યો, રાજ સભાની માંય, કૈ૦ ૧૭ જાદવ જુથમાં જઈ કરીને, જોડયા છે બે હાથરે, નમ્રપણે કરગરવા લાગ્યો, છે ગુરૂ દ્રોણીક સાથ કૈ૦ ૧૮

વલણ. સાથ ગુરૂ દ્રોણીક છે, કરગરવા લાગ્યો નાથરે. દાસ છ-ગન કહે જાદવ સભા, રાયે જોડયા હાથરે. ૧૯

## કડવું ૨૮ મું. રાગ સામગ્રી વૈદરભીનો.

દ્રૂપદ રાજા વલવલે, કોઇ ઉઠોને રાય; મચ્છવિંધિ કન્યા વરો, લાગુ તમને પાય. દ્રૂપદ રાજા વલવલે. ટેક. ૧ સભા ભરી યાદવ-તણી, તીહાં આવ્યો રાય; કામ કરો કોઈ માહરૂં, નહિતો મશ્કરી થાય. દ્રૂપદ૦ ૨ નામ જાશે ક્ષત્રીતાણું, એક હસવું ને હાણ; નક્ષત્રી પૃથ્વી કરી, પ્રભુ ફરસુએ સાર. દ્રૂપદ. ૩ ત્યાર પછી કો થયો નથી, એમ કહેશે આ કાળ; શું ક્ષત્રી ખોવાઇ ગયા, રહ્યું મચ્છજ ઠાર. ૪ કામ નથી રૂપ રંગનું, જોઇએ ક્ષત્રી આપ; છુપ્પા વેશે બેસી રહે, તેને બ્રહ્મહત્યાનું પાપ. દ્રૂપદ. ૫ વિચારમાં સર્વે પડયા, જાદવ મં-ડળ સાર; જાત છુપાવી બેઠો કયો, આપ સભા મોજાર. દ્રૂપદ. ૬ યદુ કુળથી કો ન ઉઠીયું, રાય અતિ ગભરાય, આંસુ ભરે આક્રંદ કરે, રાજસભામાં જાય. દ્રૂપદ ૭ ત્યાં જઈ તે ઈમ બોલીયો નથી રૂપરંગ કામ, ક્ષત્રી જોઇએ માહરે, માટે ધરજો હામ. દ્રૂપદ. ૮ જાત છુપા-વી બેશી રહે, અને કરે ન કામ; બ્રહ્મહત્યાનું તેહને, લાગે પાપ અ-નામ. દ્રૂપદ. ૯ સુણી અછકલો બોલિયો; સુણ મામા વેણ; પાપ મુકે છે મુરખો, મુખ કહે છે કે'ણ. દ્રૂપદ. ૧૦ કોણ છુપાઇ બેશી રહ્યો, હશે એનો બાપ; મામો કહે નિશ્ચય મને, છેવટ આવે આ.

દ્રૂપદ. ૧૧ છો એ ફાંફાં મારતો, કન્યા તારીજ થાય; આ કામ તો કો નવ કરે, રાખ વિશ્વાસ ભય. દ્રૂપદ. ૧૨ રાજસભાથી ન ઉઠીયું, કોઇ તેણે ઠામ; આક્રંદ કરતો કરગરે. રાયમુકે મામ. દ્રૂપદ. ૧૩ બ્રહ્મસભા એક રહી ખરે, તેમાં તેતો જાય; પુર્વ પેરે કરે વિનતિ, લાગ્યો કરગરવા ત્યાંય. દ્રૂપદ. ૧૪ કર જોડી નમ્ર વેણથી; કહે દ્રૂપદરાય; બ્રહ્મસભા ન્યાળી રહી, કહે એવું ત્યાંય દ્રૂપદ. ૧૫ રૂપ રંગનું કામજ નથી, જોઇએ ક્ષત્રી આપ; જાત છુપાવી બેશી રહે, તેને બ્રહ્મહત્યાનું પાપ. દ્રૂપદ. ૧૬ ધર્મ કહે વીરા માહ્યરા, વિચારો દલ સાથ; જાત છુપાવી બેઠા આપણે, પાપ આપણે માથે. દ્રૂપદ. ૧૭ ભીમ કહે સાચું કહું દાખું દૈવત આચાર; નહિ ચઢવું પડવું કાંઈ, થંભ પાડું સાર. દ્રૂપદ. ૧૮ ધર્મ કહે બેઠા રહી, ગુણ ગોવિંદ ગાવ; નર વીર હીરા કુળના, તમે ઉભાજ થાવ. દ્રૂપદ. ૧૯ ભીમ કહે ઉઠો ભલે, અહો વીર અરજુન હું રાજીછું એહમાં કરો કામ ન ભુલ. દ્રૂપદ. ૨૦ કામ થયે મારો ભુસકો. હું તો ઝીલી લઉં, અડચાણ આવે જો કદી, તો તો વહારે ધાઉ. દ્રૂપદ. ૨૧ કહે પારથ ભીમ ભાઈ જો, બેસી રહોને આપ; ગરબડ કદી નવ કરો, તો હું આપુ માપ. દ્રૂપદ. ૨૨ ભીમ કહે ભાઇ તમ તણી, ચીંતા રહેશે તંન; ભીડ સમે સંભારજો સાહ્ય કરૂં દેઈ મંન. દ્રૂપદ. ૨૩

વલણ. પરસ્પર ઇમ વાત થાયે નહિ કોઇનું લક્ષરે; દાસ છગન કહે સાંભળો, શું થાતું બ્રહ્મ પક્ષરે. ૨૪

## કડવું ૨૯ મું. રાગ સામેરી.

વૈશંપાયન બોલિયા, સુણ જન્મેજય રાય; વિસ્તારી તુજને કહું, મચ્છવેધ મહીમાય. ૧ વિપ્ર પડયા વિચારમાં, શું આ કહે છે રાય ક્ષત્રી હોય કયાં આ તરફે, બ્રહ્મસભાની માંય. ૨ એમ ચરચા થાય ત્યાં શું કરતો અરજુન; લેઇ ધર્મની આગના, ઉઠયો ઈંદ્રજ તન. ૩ મોઢે માથે કેસ બહુ, મેલું ઘેલુ તંન; તેહ ઉઠી ઉભો થયો; જોઈ રહ્યા સઉ જંન, ૪ તંગીઓને કુડતું, પેહેરેલું છે અંગ, માથે મેલું ફાળીયું, હાસ્યજનક નવલો રંગ. ૫ રસ્તો જોઈ સભા મહીં, પેઠો તે આશિશ બહીક હ્રદયે છે ઘણી, જપતો શ્રી જુગદીશ. ૬ દ્રૂપદ લાગ્યો નિરખવા, કોણ ઉભુ આ થાય; બ્રહ્મસભા સન્મુખ જઇ, લાગ્યો દ્રૂમને પાય. ૭ મહારાજા આજ્ઞા આપીએ, થંભ ચઢું હું આપ; મચ્છનું વેધન કરૂં, તમો પુન્યપરતાપ. ૮ દ્રૂમ બન્યા તવ ગાભરા,

આણે લીધિ લાજ; આજ્ઞા માગે શિષ્ય આ, મુજ ફજેતી કાજ. ૯ વિચારથી વિસ્મય થયા, આતે શું કહેવાય; મછ વિંધવા આજ્ઞા માગે જુઠું કે સાચું થાય. ૧૦ વિચાર એવા સઉ કરે, રૂખિમન કરોધ અપાર; બોલ્યું નામજ માહરૂં, કાપડીએ નિરધાર, ૧૧ અંતર્યામી ઉઠીયા, આવ્યા બ્રહ્મસભાગ્ર, એટલે એમને પુછવા, ચાલ્યો દ્રૂપદરાય. ૧૨ કરજોડીને પુછતો. શ્રીકૃષ્ણને એહ: કહો મહારાજા કોણ છે, આ ઉઠયો છે તેહ, ૧૩ અંગ મેલું વાળ ઝાઝા દીસે છે કુપાત્ર; પ્રભુ કહે કુપાત્ર ન્હોયે, એછે તુજ જામાત્ર. ૧૪ માઠું લાગ્યું દ્રૂપદને, બોલો વીચારી આજ; ન કહેવાનું વેણ કહો છો, ઘેલા થયા મહારાજ. ૧૫ તમ ડાપણ મેં જાણીયું, કડવું બોલો જેહ: પ્રભુ કહે ખોટું પડે, ફરૂ બનેવી એહ, ૧૬ વિચારમાં દ્રૂપદ પડયો, બોલે શું અવિનાશ; સત્ય કે અસત્ય એ, મને કરે છે હાસ. ૧૬ પ્રભુએ પકડી અંગુલી, ગયા ધ્રુમની પાસ; આવિ કહેવા લાગિયા, પોતે શ્રી અવિનાશ. ૧૭ ચાતુરી ચારિત્રથી બોલે ત્યાં ઘનશ્યામ; આજ્ઞા માગે તમ કને, ધરીને મોટી મામ. ૧૮ મહારાજા શું મીત્ર છે, એહ તમારો ખાસ; આખર સમય ઉઠાડીયો, જે રાખ્યો તો પાસ. ૨૦ સુણી ધ્રુમ્રને જ્વાળ લાગી, થયો વિકટ વિચાર; મોહન મશ્કરી કરે, લજવ્યો છે હું સાર. ૨૧ ધ્રુમ્ર કહે કે અહો કૃષ્ણજી, પિછાનું નહિ એને; કહે કૃષ્ણજી ખબર નહીતો, તમે છો એ શેને. ૨૨ વચન સુણી થયા આકળા, રીસ ખરેખર લાગે; કૃષ્ણ કહે ગભરાતો નહિ, શું તમ પાસે માગે. ૨૩ ધ્રુમ્ર કહે કડવો કાપડી, દીન એનો રૂઠયો; મારી પાસે આજ્ઞા માગે, મછવેધ માટે ઉઠયો. ૨૪ પ્રભુ કહે કે આજ્ઞા આપો, જેહ થવાનું થાશે; થંભે ચઢસે મહેનત પડશે, તેમાં તમ શું જાશે. ૨૫ ધ્રુમ્ર કહે કે એમ કેમ બોલો આજ્ઞા કેમ અપાય; કામ બને નહી એનાથી, તો વેણુ મીથ્યા જાય. ૨૬ કહે પ્રભુ નહી જાય મીથ્યા, મમત શાને તાણો; ધ્રુમ્ર કહે હું ઓળખું છું, તે ગત તમે ન જાણો. ૨૭ મારા મઠ પાસે રહેનારો, ગુણ ગોવીંદના ગાતો, અન્નના ઉધારા એને, કોઠાં બીલાં ખાતો, ૨૮ આ રૂપાળી કન્યા દેખી, ચઢવાનું થયું મંન આજ્ઞા એને શું અપાવો, અહો જુગજીવન. ૨૯ કહે પ્રભુજી જેમ હશે તેમ, વિચાર તે નવ કીજે; તમે તમારે આજ્ઞા આપો, મનમાં શાને બીજે. ૩૦ ત્યારે હર્ખ ધરીને બોલ્યા, સંકટ તારૂ જાજે; મારા ને શ્રીકૃષ્ણ વચનથી, કામ તુજથી થાજે. ૩૧ આજ્ઞા કૃષ્ણે અપાવી તો, તે ફળ તુજને મળજો; શીશ નમાવી અર્જુન બોલ્યો વેણુ તમારૂં ફળજો. ૩૨

વલણ. વેણ આવાં વદી ચાલ્યો, પારથ તેણી વારરે; દાસ છ-

ગત કહે નીચી નજરે, થંભ ગયો શુર સારરે. ૩૩

## કડવું ૩૦ રાગ મનહર ચાલ.

એવું કહી નીચી દ્રષ્ટી ચાલ્યો સતિ સુત સુબો; સભા સઉજોઇ રહી, જળકુંડે તે ઉભો; પછી કહ્યું પ્રભુએ ત્યાં દ્રુપદને તે ઠાર; જજે એની કને તુંતો જે જોઇએ તે આપજે, હું તો હવે ઠામ જાઉં, એમ કહી ગયા તેહ; જઇ નીજ સભા મહી, આસન બીરાજીયા; દુષ્ટ તો ન દેખી શકે, કહ્યું મામા જુઓ એહ; પેલો દોડા દોડ કરે, કાળો કૃષ્ણ કાવીયા. ૧ મામા કહે ફાંફા મારે, તેમાં શું વળેજ તેહ; આખર છો આવ્યા વિના, છુટકો નથી ખરે ! ગોણી કરે એમ ગાંડો ઘેલો જાણુ બેઉ તે ત્યાં; હવે અહીં પારથ તે કરતો શુંરે અરે, દલમાં નથીજ દુઃખ. સુખ સ્વાત્માનંદ તણું; સાહ્ય જેને શામળો તે કહો કોણથી ડરે. ડરનારો ડરે મંન જુઓ અતિ વાંકો વળી; વ્હેમ ગ્રસ્ત થયો તેતો, મનમાં બહુ ડરે, રશક પડયો મન સાથ હોય અરજુન ખરે; કહે મામા જુઓ પેલો, પારથ છેરે અરે, શકુનિ કે' હસે હરિ તોતો કાળો કેર થાય; ભીમ રહયો હોય છાનો; પણ શું ધરે, ત્રણ ત્રણ વર્ષ થયાં, ચાર નથી થઈ થોડી; હોય તો ખબર મળે, માટે મુઆ તે ખરે, કહે દુષ્ટ સત્ય મામા, ટળ્યો હવે મારો વ્હેમ, મુએલા કયાં ભીમ અને ધનુધર હોયરે મંન માંડે મન રાંડે, મન કરે તર્ક અતિ થંભ કને જઈ ગુરૂ દ્રુપદ ખડા ખરે, વદે મુખ રાય એમ, મચ્છ વિંધનારા જંન; સ્વારથ અમારો માટે, અમે તને પુછીયે; જોઇએ જે તારે કશું, તેહ હમ પાસ માગ; આણી દેશું આણી ઘડી, મન તુષ્ણુ તુંઈ જે ? બાણાવળી નર વદ્યો, ધનુષ ભાથો બાણ મળે; એહ મંનવંછના તે, આપ પુર્ણ કીજીએ ! ૪ હુકમ થતાંજ વાર. સેવકતો લાવ્યો સાર, દશ બાર ધનુ બાણ, લાવીને તો દીજીયે; ધનુ જોઇ શીશ ધુણ્યું, આતો નહિ કામ આવે; આયુધ કરણ કેરાં, આણી આપો લીજીયે; તવ ગયો ધ્રુપદતો કરણની પાસ હર્ષ; વિને કરી કહે વેણ, આયુધતો દીજીએ. ૫ ઉભો થયો તેહ માગે, તમારા આયુધ આજ; માટે કરો કૃપા અમ ઉપર એ ઇચ્છીયે ! કરણ કહે આયુધ, એમતો મળેજ નહિ; કહે છત્રપતીતો, આયુધજ દીજીએ. ૬ છી આ- વ્યો રાય દ્રુપદતો દુર્યોધન પાસ, કેવું માગે કરગરી, તેહ હવે કીજી- એ, શ્રોતા જન શાંત થઇ, સુણો સહુ વાત એહ; દાસ તો છગન કયે જ્ઞાન પાન પીજીએ.

વલણ. જ્ઞાન પાનતો પીજીએ, ધરીયે હરિનું ધયાનરે હંસ સમો ગુણ ધારીયે તજીયે માન ગુમાનરે.

## કડવું ૩૧ રાગ સામગ્રી.

ધરૂપદ આવ્યો દુર્યોધન પાસે; મારૂ દુઃખ દૂર કીજેજી; કરણુ-રાયને તમે કહો તો, ધનુષ બાણુજ દીજેજી. ૧ ત્યારે તો દુર્યોધન બોલ્યો દુષ્ટ મતિ જા અહિંથીજી કુજાતી ઉભો કર્યો છે, આયુધ દેવાં નથીજી. ૨ વેણ સુણિ ધરૂપદ ગભરાયો અળગો જઇને ઉભોજી; તે જોઇ ઉઠીને આવ્યા પોતે જુગજીવંનજી. ૩ કહે ધરૂપદને શું ગભ-રાયો શું બન્યો હેવાનજી શીથીલ વીથીલ થઇ ગયો છે નથી દેહ નુભાનજી. ૪ કહે ધરૂપદ ઉભા થનારે માગ્યાં કર્ણનાં આયુધજી દુ-ર્યોધનતો ના પાડે છે, બીજાં ન લે આયુધજી. ૫ તેનો શો ઉપાય કરવો, ઓરે દીનાનાથજી; એક રસ્તો નથી સુઝતો, તેણે શીથીલ ગાત્રજી. ૬ કે' ગોવિંદ ગરૂડાગામી, આયુદ્ધ તો અપાવુંજી, હું કહું તે હાહા કરજે, તોતો કારજ થાવુંજી. ૭ કહે ધરૂપદ જેમ કહો તેમ, મહારે નથી નાથજી; જયમત્યમ કરતાં કામજ થાયે, વચન સુજ નવ જાયેજી. ૮ વળતી જણુ; બે આવ્યા ત્યાંતો, દુર્યોધનની પાસજી; હરજી કહે કે અહો છત્રપતી, ધરૂપદ કર્યો ઉદાસજી. ૯ શા માટે આયુદ્ધ નવ આપો કામ તમારૂં થાયજી; એવી રીતે કરો પેચ તો, કન્યા તમારી થાયજી. લખાવિ લ્યો રાય કને તમ. સરતે આયુદ્ધ આપોજી; ઉભા થનારથી કાર્ય ન થાયે તો કન્યા સુજ આપોજી. ૧૧ ત્રાંબાપત્રે લેખ કરાવિ, દો આયુદ્ધ તો એનેજી; જંગલીજટ શું થંભે ચઢશે, કામ ન થાશે તેણેજી. ૧૨ પગ એનો તો અમળાઇ જાયે, જોર નથી કાંઇ જેનેજી; થરથરીને હેઠો પડશે કન્યા દેશે તુજનેજી. ૧૩ પહેરામણીનો આંકો નહિ રહે કામ તમારૂં થાયજી વેણ રૂચે જો મને સારો ઘાટ ઘડાયજી. ૧૪ દુર્યોધન તો મન ફુલાયો, વાહવાહ કીધું કૃષ્ણુજી; રાય ચઢાવી કબજે નાખો, ઘડો ઘાટ મમ ત્રષ્ણુજી. ૧૫ ત્યારે હરજી તેડે રાયજી. કહે છે તેને કેવુંજી દુર્યોધન આયુંદ્ધ અપાવે, લખાવિ લે પહેલુંજી. ૧૬ ઉભો થયો તે થંભ ચઢીને, જો કરે મછ-વેધજી; તોતો વરે તે કન્યાને, ખુશ સર્વ સબંધજી. ૧૭ પણ નવ થાયે કામ, એહથી તો કન્યા રાયને આપેજી. ઉભા થનારના નાક કાન; એ છત્રપતિ તો કાપેજી. ૧૮ એમ લખો ત્રાંબાને પત્રે તોતો ...યદ્ધ મળશેજી; સાન ધરૂપદને કરી શામળે તું લખતાં નવ બીયેજી.

૧૯ ધરૂપદરાયે લેખ લખીયો તામ્રપત્ર મોઝારજી, શકુની કહે દુર્યો- ધનને, કામ નથી થનારજી. ૨૦ જંગલીજટના બેઉ ચરણ તે, ફરી ફરીને જાયજી, કન્યા તારા કર્મતણી તે, લેખ ઠીક લખાયજી. ૨૧ કહે દુર્યોધન લેખ લખ્યો આ, લગ્ન સામગ્રી કરજોજી; એ જંગલીનું નાક કાપવા, છરો ઘશીને ધરજોજી. ૨૨ દુર્યોધન કે' મામા સુણો, જાણતો કૃષ્ણને દ્રોહીજી, પણ આપણું ભલું કીધું, ભુલ્યુ ન ગુણ દી કોઈજી. ૨૩ શાબાશ પ્રભુ શામળીયા લીધી તસ્દી મારે માટજી, ગોવિંદ કહે પાસે રહીને, ઘડીશ તારો ઘાટજી. ૨૪ દુર્યોધન તો રાજી થાતો, ઉલટ વેણ ન સમજ્યોજી; કહ્યું કરણને ધનુષ ભાથો, તે દ્રૂપનેદ દેજો- જી. ૨૫ કર્ણે આયુદ્ધ દીધાં કે ઝટ લઇ જઇ ધરૂપદે આપ્યાંજી, ઉલટ વાધી અર્જુનને મન, બાપ અમારાં આપ્યાંજી. ૨૬ કુંતીસુતે ધનુંષ ભાથો, ભરાવ્યાં ડાબી ખાંધેજી; શામળીઓ સીંહાસન બેઠા, ઉલટ અંગે વાધેજી. ૨૭ એવે તો દુર્યોધન મંનને, વ્હેમ પડયો એક મોટોજી, અર્જુને તો વડ વિંધ્યોતો, આમ થયું તું ત્યારેજી. ૨૮ માટે કે' ના કે' પણ નીસ્ચે, કદાપિ અર્જુન હોયજી, નોતો કામ કરે એ નિસ્ચે જાય ન ગાંજ્યો. ૨૯ એમ વીચારી કે' દુર્યોધન, સુણો મામા વાતજી; કર્ણના આયુદ્ધ લઈ પારથે, વડ કીધો નીપાતજી. ૩૦ માટે કો'ના કો'પણ નિશ્ચે એતો અર્જુન હોયજી; મામા કહે તવ ભીમ રહે નહી ઢાંકયો ઠામે કોયજી. ૩૧ માટે વ્હેમ ધરે તે મીથ્યા પાંડવ તે કયાં હોયજી ત્રણુ વરસનાં વ્હાણાં વાયાં બળી ગયા છે તેયજી. ૩૨ એમ ચાલે મસલત અહીંઆં. વાળી બેઠા મંનજી; અર્જુન તો છે જળકુંડાળે, કરે હરિ સ્તવંનજી. ૩૩

વલણ. અર્જુન જળ કુંડાળે ઉભો, સ્તુતિ કરે ઘનશ્યામનીરે; દાસ છગન બે હાથ જોડી, વંદે કાસવિંડારનીરે. ૨૪

## કડવું ૩૨ મું. રાગ પદ ગાયન.

વેશંપાયન બોલજ બોલ્યા, જન્મેજય સંશય મન ખોલ્યા; તારા વડોઆનો બાપ, સ્તવે શ્રી હરીરે. મારા અંત સમય અલબેલા, શો- ભા તમ તણીરે: વ્હારે ધાઓ શ્રી મહારાજ, બ્રહ્મહત્યા નડીરે ચઢવું વેણુ કેરે કાજ મર્ણની ઘડીરે. ટેક ૧ માથે પાપ તણું રણ ચઢીયું, હત્યા માટે ઉઠવું પડીયું; કોણ કર્મ તણું ફળ નડીયું, મારૂં ખુંટાઇ જાયે ખરીયુ દાઇ દુશ્મનોમાં નહિયું, આ તો ચાક ચઢાવી ચઢીયું

મ્હારા વ્હાલાઓે વિસરીયું, તો તો કામ બધું રખડીયું ચઢવું. ૨ મારી વ્હાર કરો, મોરારી, નથી કન્યા હોંસજ મારી; રણછોડો રણધારી રણછોડારે ગીરધારી; માયા જાળ મહા મ્હોવારી લજ્જા તુજ હાથ ત્રિપુરારી, નાક કાન કાપવાં ધારી, લેખ કીધો અતી ભારી ચઢવું. ૩ સત્યકાજ ટેક તો ધારી, કૌરવ કરે કીલકારી; જાળવનાર આપ ગીરીધારી, નહી તો વિસ્વ ફજેતી આરી: તે તો જાણુ હે પ્રભુ તારી, કર્તા ભોક્તા તું મોરારી મેં તો શર્ણ ગ્રહી તમારી, દયાકરો ગોવર્ધનધારી. ચઢવું૦ ૪ સગળે લીધા છે ઉગારી વડવેધનતો કરાવી; લજ્યા ગુરૂની રખાવી, યશ દાશને અપાવી, ભીમ વિષથી બચાવી; લાક્ષાગ્રહથી છોડાવી, ગયો હેડંબા સુર ચોરી, મોત ધાંટીતો નીવારી. ચડવું૦ ૫ સામર્થ ભીમને આપ્યું ત્યારે ધાતા ધ્યાયા નહી હો ક્યારે સ્તુતિ કરવી પડે મારે, છોટયા કમીરાથી કે વાર રાખી લાજ ઉગાર્યા ભારે, ખાવા દીધું છે અત્યારે, નીદી તિર લીધી સંભાળે જાણ્યા દાસને આવારે. ચઢવું૦ ૬ હવે વ્હારે ધાયો શામ, કરી સાહ્ય સકળ સુકામ લજા રાખો આણે ઠામ, છે થંભ ચઢવાનું કામ હરિહર દેજો હાવે હામ; સાચો ધણી તું તમામ; તારૂ સામર્થ આપો હામ, ખોશો નહી હે પ્રભુ મુજ મામ ચઢાવું. ૭

વલણ. થંભે ચઢવા સામર્થ દીયો, યશ લેવો તમારે હાથરે; દાસ છગન વીનવે ઘણું રીઝ્યા ગોપી નાથરે. ૮

## કડવું ૩૩ મું. રાગ પદ ગાયન.

બોલ્યા વૈશંપાયન વાણ્ય શુણ જન્મેજય શરણ; સ્તુતી કીધી મંન આણ, સર્વ સમર્પ્યું તેટાણે; સુણી ધાયા પુરૂષ પુરાણ તને મને આપ્યું ઓસાણ; સહુને વિનવ્યા જોડી પ્રાણ; ખટવડોવો સુજાણ ચતુર તે ખશેરે, ટેક. ૧ સકળ સભાને લાગ્યો ચર્ણ, મનમાં સમર્યા અશરણાશર્ણ નમ્યો વિપ્ર ગુરૂને વર્ણ પછી નમ્યો નારાયણ પર પ્રેમ પારાયણ, એણે દ્રષ્ટિ રાખી ધરણ નવ જોયું કન્યા વરણ, પકડયું શામળીઆનું શરણ ચતુર. ૨ એવિ રીતે પ્રાર્થના કરતો, પછી જળ કુંડે પરવરતો ઉંચ કૃત્યને આચરતો, વ્હેમ સર્વના સંહરતો પોતે નીચી નજરે જોતો સંશય આપમનના ખોતો; જેવો તેવો એતો નહોતો કુંતા સતીસુત તે હોતો. ચતુર૦ ૩ સભાજન જે ડાહ્યા હતા તેતો મનસુબા કરતા. ન હોય નિચવાંક વિધાતા, તેથી જંગલી જટ

જણાતા; નીચ નવ નમે આતા, બબુલ બોરડી મદમાતા ચાવ વક્ષ તો નમતા નીશ્ચે કામ કરે નેહથી, ચતુર૦ ૪ રાગ દોહા ઊચ વીણાનો નવ નમે માટે છે કો ઉંચ; કામ એક નીશ્ચે કરવાનો, એમ વદે સૌ સુખ. ૫ ઉંટને વળી તાડ; પણ નીચ; તેથી કો નવ નમે શાલીવક્ષ વળે નિચ. ૬ સર્વેને તે મન ગમે સભામાં ચરચાય, જેને જે ફાવે તે બોલે, મન આવે ને ત્યાંય. ૭ અરસપરસ એમ વાતો ચાલે; શું કરે છે દ્રોપદી; એક નજરે નીહાળે છે. ચઢનારને દ્રષ્ટિ ભરી. ૮ તે જોઇ બોલી દાસીઓ પડીઓ અમને વહેમ; ચીથરેહાલ ચઢનારો પ્રાણી, તેને નીહાળો કેમ. ૯ ક્ષત્રી તન રૂપવંત લાડા, તે સામુ નવ જોય; જંગલવાસી જંગલી ઉઠયો, તે પર શું મન મોય. ૧૦ કયારનાં તમે જોયા કરોછો તેથી પુછયું યત્ન; પંચાળી કહે મુરખ દાસી, એ ઢાંકેલું રતન. ૧૧ અહંકાર ને અભીમાન નહિ. નમ્રતા વિશેષ નિચ એને જાણશો નહીં ઉંચ જાન અવલેશ. ૧૨ સર્વે દાસી પડી વીચારે, નમે તોયે જાણ્યું; થોડીવારમાં સહુ જણાશે, નાનુ છાનુ પરમાણ્યું. ૧૩ વળી એવે દુર્યોધન બોલ્યો મામા કેરી સાથ; એ ઉઠનારો કો હશે વિચારે મન સાથ. ૧૪ શકુની કહે જંગલી છે અઘોર વન રહેનારો રાજકન્યા જાણી પોતે, ઉઠયો છે નીરધાર. ૧૫ પગતો અમળાઈ જાય છે, થંભ ચઢે શું ભાય; થોડેક તો ચઢવા ધોને, પડશે પાણી માંય. ૧૬ આયુક્ત માગ્યાં કરણ કેરાં જાણિ મોટું નામ; માટે કિંચિત ગભરાશો ના, થશે તમારૂં કામ. ૧૭ કહે દુર્યોધન વળી શાંતી, ચિંતા હતી બહુ રીત વચન તમારે શંકા તુટી પરાણું પ્યારી જીત. ૧૮

વલણ. જીત પરાણું પ્યારીને, હવે શંશય ના રહ્યોરે; દાસ છગન સૌ સભા મધ્યે શકુની ડાહયો થયોરે. ૧૯

## કડવું ૩૪ મું. રાગ સામેરી.

વૈશંપાયન એણીપેર બોલ્યો, સુણ જન્મેજય રાય; વિસ્તારી તુજને સમજાવું, આંટી મચ્છવેધ માંય. ૧ મામો કહે ભાણેજ વીરા, આંટી માંહ્ય અગાધ સમજાવું તે સુણી લઇને, મુકીયે વીખવાદ. ૨ મોટી આંટી મોતજ ઘાંટી, બહુ સ્થળમાં અવરોધ; તેહ બતાવું તુજને હું, સમજી લે સદબોધ. ૩ કદી કોઇ હોવે બળવંતો, થંભ ચઢતાં શું ચઢે; ત્રાજવાં છે નિચાં આધાં, ઉતરવું તેમાં પડે. ૪ ખીલેથી

વાંસની દાંડીયે. પ્હોંચી શકે નહી હાથ; પડતું મુકી દાંડી ગ્રે'તો, હોય મહા ઉત્પાત. ૫ એક લાગે, તદા વાગે ત્રાજવાં ભમિ જાય; એક બાજુ ગ્રહે સાંકળ, બીજું ઉંચુ થાય. ૬ પાય મુકવો તે નવ ફાવે, આવે લથડી ધણું; પાછો આવી થાંભલે ને કદી મુકે ચર્ણ. ૭ પ્રથમ તે પગ એક મુકે, એક ત્રાંસજ માંય, હેલકારા ચર્ણજ પ્રતાપે ત્રાજવું ખસી જાય. ૮ કોઈ રીતે નથી ઉતરતા ત્રાજવે ઉપાય; કદાપિ પલ્લે પડે, તોપણ કાજ ન થાય. ૯ શી રીતે એ ધનુષ ચઢાવે; નવેડો કીમ આવે વક્ર વાળવા ધનુષ માટે, આણિ મુકે કો ઠામે. ૧૦ એક પલ્લે ધરી જોરથી ચાંપ ચઢાવા જાય; બીજું ઉંચુ થાય ત્યાંને, પાદ પહોળા થાય. ૧૧ પડે લથડી પાણીમાં, ને પુર્ણ થાયે હુંસ; કદાપી કળ કરી ચઢાવે યુક્તિયે ધનુષ. ૧૨ પણ ત્યાંથી પટ ગાઉ ઉંચુ ત્રાજવું જળમાંય; લોચનને પુંછ વીંધવું તે, શે જળમાં દેખાય. ૧૩ વળી ફરતું મચ્છ રહે છે, એક પુર્ણ પ્રતિત; આંખ પુંછ નિશાન સાધે સાધિ મારે સીદ્ધ. ૧૪ મારે બળથી વિચમાંહે; તોય ને ઉથલી પડે એક બાણે કાર્ય ત્રણ તો વીર નર નીશ્ચે કરે. ૧૫ ત્રણ કાળમાં તે થાય ના ને, કાજ તેનું ના સરે, એવી આંટી ઘાંટી બહુ તે, કહોસે ઉતરે બધે. ૧૬ એક ઠામે કદી ચુકે તોય મૃત્યુ આવીયું મારે નીશ્ચે મંન જાણે ભાગ્ય ના પુરું ભાવિશુ. ૧૭ શાન્ત મન ધૈર્ય રાચનું કરી સ્થાન શકુની તો ગયો ચઢનારને તો કહે દરૂપદ સ્વસ્થ થાવા ફરછ હયો. ૧૮ જોઇ અર્જુને ચઢનાર કહે છે, કરછનું શું કામ; જરૂર એવી તમારે શું કામ મારે કામ. ૧૯ પ્રણામ કરી પ્રથમે પ્રભુને, થંભને પણ તો કીધો, શીરપર ધર્યું એક ફાળીયું વળી કુડતુ ને તંગીયો. ૨૦ રૂપ એવે પાટિયે જો, બાથ મારે થંભને; મન શાનમાં હહેલીન લાગ્યું અંતરે નાહી દંભને. ૨૧ મંન ચઢવાનું કરી કર થંભપર જેવા ધર્યો; દરૂપદ દાસે પાટ તાણી, જોઈ જાણી મન ધરો. ૨૨

વલણ. જોઇ જાણી સૌ મન ધરો મન ધરો. ચેતન ચક્ષ આ ઠારરે; દાસ છગન સહાય સામળો, એક ડગ નર ભરે સારરે.

## કડવું ૩૫ રાગ સામેરી

પાટ ખેંચી દાસે નેક ધાર્યો અર્જુને મન ટેક, હવે શીઘ્ર કારજ કરૂં. જીવ જાય તદા ના ડરૂં. ૧ કાર્ય કરવા ધાર્યો ટેક એણે પગલું મુક્યું એક એક નેક ટેક અધર જાય, દડબડ દોટો દેતો ધાય. ૨

સર્વથી સવાયો ચઢે, ડગપરડગ દેતો તે અરે; જોઇ સહુ આશ્ચર્યજ થાય; પણ વીચારે માંહો માંહ્ય. ૩ ઝાડ ચઢેલો જંગલી ખરે, તેથી તે ચઢવામાં શરે; પણ આગળ એ પાછો પડે, કન્યા તો દુર્યોધન વરે. ૪ એ પણ નાહી ઠીક આવ્યો ઠાઠ, લઢી હરી લેવી તે માટ; સહુ સહુના મનમાં મસ્તાન, તર્ક ઉઠાવે તંન ગુલતાન. ૫ આતો વીર વાંકો છે નર્ક, એણે પગલું ભરીયું એક; મન સમરી શ્રીહરી તેય પછી ડગ ભરી છે બેય. ૬ અંતર સમરે અશરણશરણ, તેણે પગલાં ભરીયાં ત્રણ; પ્રસન્ન થાજો દેવ મોરાર, કહી ભર્યાં છે ડગલાં ચાર. ૭ સાચ માટ ધરૂ નવ ખાંચ કહી ભરીયાં પગલાં પાંચ; તુજ સુજે આડો અંતપટ, એણે ડગલાં ભરીયાં ખટ. ૮ તુજ છે કર્ત્તા સર્વ જક્ત કહેતાં પગલાં ભરીયાં સત્ત, કર્ત્તા અકર્ત્તા ન્યારો ઠાઠ સ્મરતાં ડગલાં ભરીયાં આઠ. ૯ તારી માયા મ્હોટી પર્વ, મન ધરી ડગલાં ભરીયાં નવ; ભુદરછે ભક્તિને વશ, જાણી પગલાં ભરીયાં દસ. ૧૦ અંગ રાગ ભુપણુ નહી સાર, હરિહરિ જપતાં ડગ. અગીઆર; સાહ્ય કરો શ્રી જુગદાધાર, પદ દીધાં બાર. ૧૧ રાખો શ્રીહરી મુજ પર મેર, એમ કહી દેનો તેર; ચૌદે ચૌદ વિદ્યા ગુણ જાણ. પંદર ડગ તીથી પરમાણ. ૧૨ કર્ત્તા હર્ત્તા આ ભુગોળ કહેતા પગલાં થાતાં સોળ, જોગી રૂપ ધર્યું પત્તર. ૧૩ રૂપી આશ્રમ રહયા ગરાડ, પગલાં નો દીધાં અઢાર; જુવે છે દ્રૂપદી જોગણી ભર્યાં ડગ તેણે ઓગણી. ૧૪ સર્વેશ્વર સહુ શીશ, કહી ડગ ભર્યા છે વીસ; એનો એકેશ્વર આરાધે, પછી દશકે દશકે વાધે. ૧૫ મુજ શીર સાચો તુ ઇસ, કહી ડગલાં ભરીયા ત્રીશ, માર્યો રાવણ વાળી કીશ, ભર્યા ડગ તેણે ચાલીશ. ૧૬ હવે ન રાખે કાંઈ કચાસ પુરા ડગલા થયા પચાસ; પછી શુર સુરાતન વાધ્યું સાઠ સીતેર એંશી માપ્યું. ૧૭ સો બસેં ચારસે સાઠ બાર, બાવી ચોવી નીરધાર; પછી બત્રીસેં છત્રીસેં ડગ એનો જાય દોહયો અડગ. ૧૮ મારે વાનર જેવી ફાળ, કુદે મેંડુકવત નીરધાર, એને ચઢતા નાવે જોર ચઢે તુકલ જયમ માગે દોર. ૧૯ ચતુર ચુકે નહિ લગાર, ડગલા ભરતો બળમાં સાર; સભા સહુ જોઈ વિસ્મય થાય; કો નવ ચઢીયો આ રીતે ભાઈ. એમ કહે સૌ રાણા રાય: ધસતો તેહ સવાયો જાય; જયાં છે આડો ત્રાસ નીરધાર, દડબડ દોડી આવ્યો સાર.

વલણ દડબડ આવીને, ખીલે બાઝયો તેહરે; દાસ છગન કહે અંગ લટકતું શ્વાસ ખાય છે એહરે.

## કડવું ૩૬ રાગ ચાલ.



શ્વાસ એમજ ખાય છે ને, વિચારે છે પેર; એક ઘડી વીતી ગઈ, હરી લીસા મન લેર. ૧ ઉંચુ નીચુ ને જુએ, વળી ચારે પાસ, ફેર એને નવ ચઢે, સાહસ કરે અવિનાશ. ૨ એક સરકિટ શૌદર્યને બીજા કાર્ય વિચાર; મન બે હાસે લાગીઉં, જપતો શ્રી હરી સાર. ૩ અહો શાણા શામળા, કીધું તેં આ કૃત્ય; હત્યા દોષ ફસાવિયો, ચઢાવો રાખવા સત્ય. ૪ હવે કરૂં ઉપાય શો કેમ ત્રાજવે જાઉં, દાઢી લેઉ હાથમાં, તો તે ઝોલો ખાઉં. ૫ માટે અહિં કરવું કશું, ચઢયો તર્ક ચગડોળ; જળકુંડે દુર્યોધન કે છો, મામાનું મન મોડ. ૬ મામા આ તો નવ પડશો, તમો કહેતા એગ પગ નો અસભાઈ જાય છે, પણ પુરી કરી નેમ. ૭ મામા કહે જો જંગલી, સહત્ર હિંમત હોય; તાડેને ઝાડે ચઢે, ચઢી જાણે આસ. ૮ પણ ઉતરવા તણી આંટી, એક રસ્તો છે નહીં; મારૂં ઘાટી એહ ઠાર્યો, ત્રાજવે પડવું સાહી. ૯ માટે મનમાં રાખ નીશ્ચે દ્રૂપદી તુજને વરે, સુણી એવું હર્ષ વાધ્યો સુંજ મંદીર આવે ત્યારે. ૧૦ જુએ અર્જુન ત્રાજવાને, સીધ માડી સાર; દાંડી પ્રહેવા કર લાંબો કરૂં પણ નાવે નિરધાર. ૧૧ થંભે થોડો ઉતરી પલ્લામાં ધરૂં પાય; તેનો તો હેરફાર લાગે પલ્લું આઘું જાય. ૧૨ ટટળી પડું ત્યાંથી હેઠો, નથી એકે ઘાટ; હવે મજ કરવું કશું, હે પ્રભુ ઉતરવા માટ. ૧૩ નાંખુ પડતું ત્રાજવામાં, તોયે તે સ્થીર ના રહે; શરીર રાખું ધારણે તો, કાર્ય કારણ પુરશે. ૧૪ મોટી આંટી એક આવે, છોગાળા રણછોડ, શક્તિ મુજમાં છે નહિ, શે અંગ રાખું મોડ. ૧૫ અરેરે શું થાશે હવે, વિશ્વના પ્રતિપાળ; ઉકાડી થંભે ચઢાવી, લાજ લે આ ઠાર. ૧૬ ચઢાવિને બનાવો તે, ઘટે ન દીનાનાથ; આરાધન તે કરવા લાગ્યો, જાણી હરિયે વાત. ૧૭ ભુધરજી છે ભક્ત આધીન, વિશ્વના પ્રતિપાળ; એક કળાનું બળ આપ્યું, અર્જુન અંગે સાર. ૧૮ તવ તનમાં શક્તિ આવી, મન સુઝ્યો વિચાર; કહોકે ના કહોતો પણ, કામ કરાવે જુગદાધાર. ૧૯ ખીલો સાચો નથી કાચો, જે થાયે તે ઠીક; અમથો અંતર ડર રાખું હું, શા માટે ધરૂં બીક. ૨૦ ધ્યાન ધારી હરીતણું ને, નાંખ્યુ' પડતું સાર, બે પલ્લે બે ચરણ પડીયા, સ્થીર રહ્યા તે વાર. ૨૧ સહુ સભા ખડ ખડ હસી, ચઢનાર તું શાબાશ, પ્રાક્રમ જોઇ પાપી બીન્યો, વળી થયો ઉદાશ. ૨૨ મામાને તે કહે પેલો, જંગલી પુરો ચઢીયો, ત્રાજ-

વાની ઘાંટી કહેતાં, પણ તે પલ્લે પડીયો. ૨૩ શકુની કે' ભવિષ્ય તારૂ, ગઇ એની ઘાંટી, પણ ધનુષ ચઢાવવું તેતો મોટી આંટી. ૨૪

વલણ. ધનુ ચડતાં ધરણ ટળશે, ભાગ્ય તારૂં ભળેરે, દાસ છગન મતિ અંધ ભમાવે, રૂપાળું રમકડું મળેરે. ૨૫

## કડવું ૩૭ રાગ ચાલતો.

ધનુષ લીધું હાથમાં ને ગ્રહ્યું ઇંદરે બાણ; વસ્ત્ર પહેરાવા મન ધાર્યું, દેખે પુરૂષ પુરાણ. ૧ એક શર તેઃ મુકી ઇંદરે. પારથ પાઘ ઉડાવી; તે પડી આવી સભા મધ્યે હસ્યા સર્વ સભા વીર. ૨ બીજે બાણે ક્ષઉર કીધું ત્રીજે ધરે મુગટ; ચોથે શર મુખવાસ દેઇ પહેરાવ્યો મુર વાલ. ૩ છઠે બાણે બખતર, સાતમે કમર પટો: સન્મુખ રહી પરીધાન કીધો જરી જામો સાજટો. ૪ પછી બાણ ગોરાસ્ત્ર આર્યું; ગૌર વર્ણે નર થયો શણગાર પહેરાવ્યા પછી જે દેખતાં આનંદ લહયો. કંદોરો દોરો વેઢ વીંટી કુંડળ હાર તણા મોતી તોરો શીર ઢળકે જેની શોભાની નહી મણા. ૬ ગળચવો ને મોતી માળા કડાં તોડો પગ માં અર્જુન થયો વિસ્મય આશું કીધું લાગમાં. ૭ સભા સહુએ થઇ વિસ્મય જગપતિ ખુશી થયા સુકીત વિણ નીસ્તેજ છે તે સમાચાર પ્રભુએ લહ્યા. ૯ વેણુબંધા પાંચ જાણુની પાસે લેવા ઉઠીયા: ( કે ) વધા હલધર અહો બંધું આજ તો કઉત્તક થયા. વદે કૃષ્ણ કૌતક કશુ આશ્ચર્ય શેણે લાગીયુ, કહો ભાઈ તે મુજને, તમપાસ મેં તો માગીયું. ૧૦ બળદેવ કે, આ જંગલીનું, રૂપ રંગજ ફરી ગયુંઃ અંત્રીક્ષ જઇને રૂપ બદલ્યું. કોણ એ જોઈએ કહ્યું. ૧૧ વધા વિઠલવડા વીરા વેણ મુજને આપીયું કુંતાકુંવર અર્જુન એનો જો સંકર્ષણ કે' હોય અર્જુન, ભીમ કહીં દીસે નહિઃ તે બતાવો મુજને તો જાય સંસય મન સહિ. ૧૩ ભગવાન કે'જો બ્રહ્મસભાની, પુઠ ભીમ બેઠો રહ્યો ધર્મ જોપી નીકુળ સર્વે, જોઇને ખુશી થયો. ૧૪ બળદેવકે' જય જય થજો આ ઠામ અર્જુનનો સહિ, સુકીત મારૂ આજ લગીનું જજો એહ તને વહી. ૧૫ એમ વદતાં તેજ વધ્યું સર્વ સરખો શોભીયો તોય પ્રભુ રીઝયા નહી; અધિક દીપાવા મન કીધો. ૧૬ ઉઠી ગયા તે સભા મધ્યે, પંચ સતવાદી જ્યાં ભીષ્મ વિદુર પાસ તેડી, માન દઈ પુછે તહાં. ૧૭ ભીષ્મ વિદુર ધરોણ કહે છે, આજતો કૌતક થયું જંગલી જે થંભ ચઢીયો, તેહતો નજરે લહ્યું. ૧૮ કહો નર

એ કોણ છે રૂપ અદલ્યું ત્યાં જઇ; સંદેહ અમારે મન અડચો તે ખુલાસોજ કરો સહુ. ૧૯

વલણ. ખુલાસો તે કીજીયે સંશય અમારે મન થયોરે; દાસ છગન એમકે' એ તો નર અરજુન લહ્યોરે. ૨૦

## કડવું ૩૮ રાગ ચાલતો.

કહે કૃષ્ણજી તમે બોલ્યા, તેહ સાચું કીજીએ; કુંતાકુંવર અર્જુન એ સુકીત એને દીજીએ. ૧ ભીષ્મ કહે એ હોય નહિ, તેતો લાખાગ્રહ બળ્યા; ત્રણ વરસ તો થઇ ગયાં, ને સમાચારતો નવ મળ્યા. ૨ કહે વિદુર વેણ પાળો. અર્જુન એ જો હોય નહિ. બ્રહ્મસભાની પુઠ ભાળો, ભીમતો બેઠો સહી. ૩ કો ન ચોને એમ જોજો, તવ તે મોહે સર્યાં; ઉંચા નીચા થઇ જોવા, હરખ હૃદયે આદર્યા. ૪ એક એકે ઉંચા, લાંબી નજરે ન્યાળીયું; નાનો સુનો ભીમ ન્હોયે, જોઇને મન વાળીયું. ૫ ઉંચો જોડો કદાવર, બળવંત વાયુતન ખરો; જીવતા પાંડવ જાણ્યા, હેત હૃદયે આવર્યો. ૬ સંકલ્પ સતીઆએ કર્યો ત્યાં, જય અર્જુનનો થજો; સુકીત અમારાં આજ લગનાં, પાર્થ કેરે દેહ જજો. ૭ એહ રીત સુકીત મળતાં; બળ અંગે આવર્યું; સઉ સભા ઝાંખી પડી, અરજુન તન તેજે વધ્યું. ૮ દેવ્રાદીના રૂપને બળી, તે સમ તેજ તો થયો; ભુલ ના લગાર ભાસે; જોડ જુકને સળી રહયો. ૯ જોઇ પ્રભુ આનંદ પામ્યા, શોભિયો વર સર્વથી; રૂપ કન્યા સમ થયો તે, માનતુ મુજ મન નથી. ૧૦ દ્રોપદી અભીમાન હરશે, જોડ મુજ એનો થયો; એહથી અધિક શોભે, તોજ રણછોડ હું ખરો. ૧૧ એમ ધારી ગયા આસન, મન છે વિચારમાં; ભક્ત માટે ભુધરે કરી. પેરણા રૂષિ દેહમમાં. ૧૨ વિચારમાં રૂષિ પડયા, જોઈ થંભ જંગલી રૂપને; થયા વીસ્મય મન વીશે, સંદેહ થયો બ્રહ્મ ભુપને. ૧૩ ચાર ભાઈ સન્મુખ જુએ, જુએ અરજુન રૂપને; આતો જેવા હતા તેવા, ચઢયો તે બન્યો સુપતે. ૧૪ વસ્ત્ર ને આભુષણોથી, અંગ શોભે એહનું; એહ નર તે કો હસે કે: રૂપ અસલનું જેહનું. ૧૫ સંકલ્પ વિકલ્પ મન થાતાં, રૂષિ મનમાં ચેતિયા; છતે જ્ઞાને છુ અજાણ્યો, શીદ વિકલ્પ ભોગિયા. ૧૬ એમ જાણી જાણવા, આસંન પોતે વાળીયું, કરી પ્રાણાયામ સમાધી, કે તુરત તો જાણીયું. ૧૭ જ્ઞાન દ્રષ્ટી જોઈ જાણ્યું, એહ કુંતાતન ખરો; બંધુ એના ચાર આને, ચડયો અરજુન

તે નરો. ૧૮ સમાધી ઉતારતાં તો, દુઃખ દીલ વાધીયું; અરેરે તુછ-કાર કીધો, પ્રથમ હુને ન લાધીયું. ૧૯ હવે તો હું શું કરૂં ને, જાઊં ક્યાં આણે સમે; મુખ શું હવે દેખાડું, કૃત્ય મારૂં અણગમે. ૨૦ એમ પશ્ચાતાપ થાતાં, નેત્રમાં આંસુ વહ્યાં; કરૂ ઝંપાપાત હુંતો મંન કોમળ મેં દહ્યાં. ૨૧ ધીક જીવતર માહરૂં, મેં પાપીએ જાણ્યા નહિ; છતિ વિદ્યા મેં ન જાણ્યું, હવે ક્યાંય જઉ સહી. ૨૨ એમ કહી કલ્પાંત કરતા, દ્રૂમ રૂપી તે સમે; મંન દુમો ભરાઇ આવ્યો, તેહ સઉ સુણો તમે. ૨૩

વલણ. દુમો મન ભર્યો ઘણો, ચોધાર આંસુ જાયરે; દાસ છ-ગન કલ્પાંત કરતા, દ્રૂમ રૂપે ત્યાંયરે. ૨૩

## કડવું ૩૯ મું. રાગ લલિતની ચાલ.

અરર દઇવરે હુંજ શું કરૂં, ક્યાંય જાઉંને ઝેર ખઇ મરૂં, હુંજ સુરખે જાણ્યું ના કશું, ઘેર ગંગા તે ઉવેખીરે અસુ. ૧ જરૂર સાગરે ઝંપલાવું હું, પ્રાણ કાઢવો રાખવો ન હું; કરમ માહરાં આવિને નડયાં. મુખ દેખાડું શું, કષ્ટતો પડયાં. ૨ મુજ આળસુ ઘેર ગંગતો, આવિ તોયના કીધ સ્નાનજો; ગઇ દાતરડું પાય તો નડયું, જ્ઞાન માહરૂં ખાડમાં પડયું. ૩ કાગ ચંચમાં રત્ન આવિયું. મોતી મર્કટ હાથ લાધીયું, તેમ પાંડવો ઘેર આવીયા, તોય ના લહ્યા મેંજ પા-પીયા. ૪ શંખ કુંકવો બધીર આગળે, અસિજ આપવી બ્હીકણ હાથરે; અંધ નારીતો ભુષણો ધરે, તેમ તો થયું છેજ માહરે. ૫ ગરૂડ આવિયા ચરકલી ગ્રહે, પણ પીછાન્યો ના થઈ સેવાયરે; તેમ આવિયા સેહેજ મઠમાં, કહીજ કાપડી ન રાખ્યા હઠમાં. ૬ ફરિ મ-ળેજ ક્યા સુજને અરે, કુમાર પાંડુના ને સતી ખરે; હવે શું હું કરૂં કિહા જઇ ઠરૂં, મોત માહરૂં આજરે કરૂં ૭ એમ વિલપતા દ્રૂમ તરે' તરે' ભરાઈ કાજળ ને અશ્રૂ તો ખરે; મનમુઝામણિ ઝાઝીતો કરિ, તેહ પેખીયુ ધર્મને હરિ. ૮ મન વિચાર તે ધર્મતો કરે તેડી ભીમને બતાવિયું ખરે; વિપ્રગુરૂ આ ક્યાગના રડે, શાંત હું કરૂં પાસ જઈ અરે. ૯ વીર આપણો થંભરે ચઢયો તેહવારનો કલેશ તો ખરો; વખત કલેશનો આ નથી અરે; તજાવું કલેશ હું ત્યાં જઇ અરે. ૧૦ વાયુસુત કે' એજ દાવાનો, વિપ્ર એહ છે એજ લ્હાવનો; મારે ના હરો કઈજ ભાઇરે; છો રડે મરે ન જાવ ત્યાંઇરે. ૧૧ તવ વિધા તીહાં પરબરાય તો બુદ્ધ તાહરિ ધીક તુજ હો; કેન જાણુતો

કરોધ આણુતો; વિપ્રરૂષિસુ કરોધ માણુતો. ૧૨

વલણ. કરોધ આણુતો; વિપ્રપર, તે ભીમ તુજ ધિક્કારરે; દાસ છગન કે રૂષિઢીગ જાવા, ધરમ થયા તૈયારરે. ૧૩

## કડવું ૪૦ મું રાગ દોહા.

અહો ભીમ ધીક્કાર તુને, નવ આવ્યું હજી જ્ઞાન; માત તાતની પેરે વીપ્રની, જોવી કરણી સમાન. ૧ તુંતો તારે છાનો રહેને, હું જાઉં તે પાસ; એમ કહિને ધરમ ઉઠયા, જાય દ્રૂમની પાસ. ૨ પાછળ જઇને તેહજ ઉભા, કો નવચેતે જેમ; અહો રૂષિજી આ શું માડયો, નાદ ખોટો કેમ. ૩ આ વેળાએ હર્ષ લાવી, દેવો આશીરવાદ, તેને બદલે આંસુ ઢાળો, શું આવ્યો વિખવાદ. ૪ અમારૂં શું ભુંડું ચાહો; ઠીક ન લાગે મંન; માટે શું મનમાં કળકળિયા, સત્ય કહો વચંન. ૫ ભલુ ઇચ્છો અમારૂં તો, આ વેળા નવ રડસો, આશીરવાદ દઇ અરજુનનાં વિઘન સરવે હરસો. ૬ સુણી એવું ધ્રુમ્યરૂષી, બોલ્યા મુખ વચન; અહો ધરમ તેં મારી આગળ, છુપાવ્યું શીદ તન; ૭ શતરૂ શું હું હતો તમારો; કે કહત કોઇને વાત; એતો સારૂ તમે ન કીધું; ખોઇ વિશ્વ મુજ ખ્યાત. ૮ ધરમરાય કહે ભુલ હમારિ, હવે ન દેસો દોષ; થવાકાળ સઉ થઈ ગઈ; વહિ ગયે જળ શો શોષ. ૯ માટે ચીંતા તમે ન કરસો; એહ અમારૂ ભવિષ; અમો સુખિ થયા છી ઝાઝા, આશ્રમ તમ આશીષ. ૧૦ તવ ધ્રૂમ્ય રૂપી તો રહ્યા છાના, મુખ વદ્યા જય થાજો; અર્જુન કેરાં વિઘન સર્વે, મુજ વચનથી જાજો. ૧૧ વળી મારૂં આજ સુધીનું સુક્રીત જેહ; સત્ય વચનથી હું અર્પું છું પારથ તનમાં તેહ. ૧૨ ધ્રૂમ્ય રૂપીએ સુક્રીત સોંપ્યું કે, વધ્યુ બહુ તેજ; ધર્મ જઇ ઠેકાણે બેઠા, આવ્યું પ્રભુને હેત. ૧૩ દ્રૂપદી કરતાં પારથ શોભ્યો, મહતા વધી એની; તેજ તણું બહુ બિંબ વધ્યાથી, કાન્તિ વાધિ જેની. ૧૪ કન્યા તો ત્યાં પડી ઝાંખી. પ્રભુ પામ્યા આનંદ; ભકત સુર્યથી ઝાંખો માટે, નથી મન પસંદ ૧૫ વર શોભાવા સર્વથી અઢળક ઢળીયા શામ; મન માનતું નથી માટે, પ્રભુ શું કરતા કામ. ૧૬ ભક્ત વચ્છલ ભારે ભુધર; ભીડ ભક્તાની જાણિ; એક વરસનું પુન્ય પોતાનું, અર્પિ વખત વખાણી. ૧૭ ભક્તને ભગવાને દીધું, એક વરસનું પુન્ય, જેથી સુર્યને અર્જુન પ્રત્યે; ના રહી કંઈ નુન્ય. ૧૮ પારથતનથી તેજ છુટ્યું જાણે બીજો દીનમણી; સુર્ય તપ્તને એહ શીતળ છે. તેજસ્વી

બહુ તન વણી. ૧૯ ઉંચે સુર્યને અધવચ અર્જુન, એનો તેજ પ્રકાશ; તેહ પ્રકાશ તો પડયો કુંડમાં, કે થયો જળ ચીદા ભાસ. ૨૦ તેહ પ્રકાશે સસા સોભી, જળ હળ બિંબાકાર; ઝબક ઝબક ઝબકારા મારે, જુએ દ્રૂપદી તે ઠાર. ૨૧ મુખ ઉતરી ગયું એનું તે પછી બોલી બાળી; સહચરો મુજ સુણો વાતડી. ( કહેતાં ) શું જુઓ ભાળી ભાળી. ૨૨ થંભ ચઢયો તે પરણે કે નહિ એહ વદો વચન; આગળ કહેતાં હતાં તમો તે નીશ્ચે કરો શો મન; ૨૩ જોઇ દાશીનીઓ વિસ્મય પામી, થયું કાળજુ કાચું. ઢાંકયું રત્ન બાઇ તમે કીધું તે તેહ થયું છે સાચું. ૨૪ જરા ન ડરશો એ વરશો, ગભરાશો નહી મંન; દ્રૂપદીને મન ધીરજ આવી, આકુળ વ્યાકુળ તંન. ૨૫ સાસુને સાસુ નીહાળી, રહી છે દ્રૂપદી બાળી પ્રેમ અતી રદયે ઉભરાયો, પતિ ભાવને લાવી. ૨૬

વલણ. પતીભાવ તે મનમાં લાવી, નીરખે દ્રૂપદ બાળીરે; છાપ છગન કે' હર્ષ ઘણેથી રહી સાસુ નિહાળીરે. ૨૭

## કડવું ૪૧ મું. રાગ કલ્યાણ ગાયન.

લાગી સુરત સતીને પ્યારી, એનો નીરખે મુખ ન્યાળી ન્યાળી, લાગી છે. એ રાહ. મીટ માંડી જોઇ રહી છે, અર્જુનજીનું રૂપ. મનમાહે તો હરી ચીતવે, કારજ થજો અનુપ. લા૦ ૧ આ દેવાંશી રૂપે રૂડો, ભુપ થકી ચઢીયાતો; તેજ એનું જોતાં દીસે, ભાનુ તો ઝંખવાતો. લા૦ ૨ હાવ ભાવ અંતરથી ઉઠે, લાગે મનને પ્યારો; શું કરૂં જો આંટી વચમાં, નહિ તો તોડું ધારો. લાગિ ૩ હાવ ભાવને કટાક્ષ કરતી, અંગ ચેહેરા દરસાવે નીચિ ઉંચી વાંકિ ચુંકિ, પતી ભાવથિ ન્યાળે લાગિ૦ ૪ વ્યાસમુનીનું વચન ફળજો, એહ પતી તો વરજો; મારા એના પુરવ પુન્યે, હે હરિ સંકટ હરજો. લાગિ૦ ૫ એહ પતી જો મળે નહિ તો, દેહ તજુ હું મારો; તનમન ધન અર્પણ મેં કિધું, એહ કૃત્ય કરનારો. લા૦ ૬ સખિઓ સંગે હસીને લેછે દ્રૂપદી બહુ બહુ તાળિ; મચ્છ વિંધનારો જુએ ન સામું ભાવિક દ્રૂપદ બાળિ. લા૦ ૭ જાણે ઈંદ્રજ આવ્યો કે શું ! સુર્યે ધરિયું રૂપ ચઢતો ત્યારે જંગલિ જેવો, આ તો બનીયો ભુપ. લાગિ૦ ૮

## કડવું ૪૨ રાગ સામગ્રી

પ્રસન્ન મન દ્રુપદી નીરખે, શું કરતો અર્જુનજી; કર માંહેતો ધનુષ લઇને વિચારે છે મનજી. ૧ કેમ ચઢાવવું તે નવ સુઝે તર્ક અતી મન કરતોજી; ધનુંષ છેડો મુકું શીપર, ચઢાવા થર થરતોજી. ૨ એક ત્રાજવે એ મુકું તો, બીજુ ઉંચું જાયજી; પગ પહોળા થૈ ... દેડો, નીસ્ચે પાણિ આયજી. ૩ હાંસી થાય સભામાં મારી, ટેકો ...જવ દેતોજી; થંભે ટેકો દેવા જાઉ તો. પડવાનું પણ ત્યાંજી. ૪ હવે અણીયારૂં ધરૂં કયાં, ને ચઢાવું ધનુષજી. એક રસ્તો સુઝે નહિ ને હસાવું માનુષજી. ૫ મધ્ય ભાગ મુજ અંગ કેરો, નાભીતો કહેવાયજી: તેપર અણીઆરૂં મુકું તો, માંહે પેશી જાયજી. ૬ એ પણ મનને રૂચે નાહીંને, મરણ મારૂં થાયજી: સામર્થ કરતાં સોંસરૂં પેસે, અણીયું ઉદર માંયજી. ૭ હવે નથી ઉપાય એકુ, મેં હસાવ્યા લોકજી; હાથે મૃત્યુ માગી લીધું, હવે કરૂં શું શોકજી. ૮ થાવા કાળ હશે તે થાશે, પણ મન સંદે ખોઉજી; ધનુષનું અણીઆરૂં તેતો, મુકી જોઉજી. ૯ એમ ધારી દુંટી ઉપર મુકયો ધનુષ છેડોજી; બીજે હાથે કરીને. પ્રત્યેં આજ ખસેડયોજી. ૧૦ કે અણીઆરૂં પેટે પેઠું લાગ્યું ઝાઝુ દુઃખજી: એક ઉપાય હવે ના સુઝે જેથી જાયે દુઃખજી. ૧૧ ધનુષ તો ઉપાડી લીધું, નાભીથી તે વારજી; ગભરાવા લાગ્યો બહુ બળીયો; સમર્યા જુગદાધારજી. ૧૨ ઓ વિઠ્ઠલ તેં મુને ચઢાવી, પુરેપુર બનાવ્યોજી; પાકી મશકરી મારી કીધી. શું કરવા ચઢાવ્યોજી. ૧૩ વસ્ત્રાભુષણ તેજ વધાર્યું મરવા તે દીપાવ્યોજી: આવી આંટી મૃત્યુ ઘાંટી, તેથી આપ ઉગારોજી. ૧૪ વારે વારે સાહ્ય કરીને છોગાળા કીરતારજી; આ વેળા શું જોઈ રહ્યા છો, ઉતારોને પારજી. ૧૫ શરણ ગ્રહયાનું બીરદ પાળો, શરણાંગત વત્સલજી; નહિ તો તારી હાંસી થાસે, મરતાં વલ્લભજી. ૧૬

## કડવું ૪૩ મું. રાગ સામગ્રી.

અર્જુને તો ધનુષ ચઢાવ્યું, તેથી થયો ટંકાર; સભા સર્વે વિસ્મય પામી; કામ કરે એક સાર. ૧ મછ વિંધવાની હોંસ હૈયામાં, અર્જુનને રહી વ્યાપી યુક્તિ અંતરમાં શોધે છે; ત્યાં શું કરતા પાપી. ૨ દુર્યોધનને થઇ ચટપટી, પાસે તેડયો કન્યા વરશે એતો; કાળે ...ડે જાવું પડશે, પ્રીય સભા મારે તો. ૪ તેથી આપણુ સૌને ના-

મન નીચું જોવું પડશે; વરઘોડો કાઢીને આવ્યા; તે આપણને માટે શું કરવું તે બોલો; વિચાર પુરો સાધો; મનસુબો જે મનને હોયે, તેહ જણાવો બાધો. ૬ કરણ કહે તું સુણ દુર્યોધન, વિચાર પાકો કીધો; મચ્છ પાડશે એહ ભીયા તે; બાણુજ એનો લીધો, ૭ ધનુષ ચઢાવી બાણ મારૂં, ઉતરવા નવ પામે; ત્રાંસમાંથી હેઠે નાખું, જેથી કષ્ટજ વામે. ૮ તમે સહુ તૈયાર રહેજો, હેઠ પડે કે કુટો. હરણ કરૂં હું એ કન્યાનું સત્ય વદુ નહીં જુઠો. ૯ કન્યા તુજને પરણાવવાની; ચિંતા મુજને લાગી, દુર્યોધન કે' ધીર વીરા, ફીકર મારી ભાગી. ૧૦ એવી આશા કરીને આવી જઇ બેઠા નીજ ઠામ; શકુનીએ સૌને ચેતાવ્યા કરવા પાકુ કામ. ૧૧ સાવધ થઇને સર્વે બેસો; હાથ ગ્રહ્યા હથીયાર; હેઠ પડે કે કુટી મારો, ચઢનારાને સાર. ૧૨ સુણી એવું અંધસુત સઉ થયા સાબદ સાર; નિજ નિજનાં આયુદ્ધ લઇને થઈ બેઠા તઇયાર. ૧૩ સઉ સભા તે નજરે ન્યાળે કોપ્યા કઉરવ કર્ણ; સુખે કન્યા નહીં વરેરે થાસે એહનું હર્ણ. ૧૪ દ્રુપદનું ધુળધાણી થાસે, ખરચેલું સઉ નાણું; ચરચા ચાલી સભા વિસે, મન ભય સર્વે આણ્યું. ૧૫ દ્રૌમ્ય રૂષિએ કઉરવ જોયા, હાથ ગ્રહ્યાં હથીયાર; તેથી જાણ્યું અર્જુન ઉપર દે, ઉતરતાં માર. ૧૬ તેથી કરોધ રૂષિને વાપ્યો, વિપ્રોને ચેતાવ્યા; સભા આપણીમાંથી ઉઠયો, તો જાનૈયા કા'વ્યા. ૧૭ માટે એને મારે તો તો, આપણને લાંછન; માટે કઉરવ કેરો ઘાટ ઘડાવો, નિશ્ચે ધારો મન. ૧૮ સુણી એવું સઉ રૂષિને; ઉમંગ અંતર આવ્યો, કઉરવનો ઘાટ ઘડવા, એક વિચારતો કા'વ્યો. ૧૯ થનાર હોસે તેતો થાસે, કરવો કાળો કે'ર વરરાયને કઉરવ મારે તો, મારો આપણે ઠેર. ૨૦ બ્રાહ્મણ કોપ્યા ભક્તની ભીડે; બન્યો બરોબર ઠાઠ, દાસ છગન કહે સર્વે વીપ્રે, રચ્યો લડાઇનો ઘાટ. ૨૧

ગીતી. ઘાટ યુદ્ધનો રચિને; વિપ્રો બેઠા ધ્યાન મને ધારી; તે ટાણે શુ કરતો, દ્રુપદરાજા પુત્રી તેડાવી. ૨૨

## કડવું ૪૪ મું. રાગ સાખીની ચાલ.

કઉરવોએ નિશ્ચે કીધો, કાપડીને સંહરવા; સાથ વિપ્રોએ કરવા ધારી કઉરવ કુળને હણવા. ૧ તે ટાણે દ્રુપદરાજાએ. નીજ સુતાને કહાવ્યું બેસી હાથણી આવો સભામાં નશીબ રૂડું આવ્યું. ૨ હાથણી શણગારી મંગાવી દ્રૂપદીએ તે વાર સુવર્ણ કળસ સુંઢમાં આપ્યો, શોભાનો નહિ પાર. ૩ ઝરૂખેથી બાળા ઉઠી, આવી મારે

હેઠી; બે કરમાં વરમાળ ઝાલી કરીણી ઉપર બેઠી, ૪ પુંઠે ચમર ઢોળે દાસી શોભાની નહિ ખુબી: સભા વચ્ચે જળકુંડ પાસે, આવી બાળા ઉભી. ૫ કરિણી ઉપર અંબાડી શોભે, તેમાં શોભે બાળી આભલીયામાં ચંદ્ર છાયો, તેમ દીપે રૂપાળી. ૬ હરખી સર્વે જોવા લાગ્યા, મોહ થયો સઉ મંન; ચિત્ર રૂપ થયા સહુ રાજા ભાન રહ્યું નહિ તંન. ૭ કઉરવો દીગ્મુઢ થયા ને શુદ્ધિ નથી શરીર; ભીમ નીકુળ સેંદેવ તે પણ હરખ્યા બળીયા વીર. ૮ ભીમસેન તો ઉભો થવાને નીચો ઉચો થાય; પણ ભુજ ઝાલી ધરમ બેઠા તેથી ન ચસકાય. ૯ શેહેર અને બ્રહ્મમંડળ સર્વે તર્ક કરે મનમાંય; એક એકના કાને લાગી, વાતો કરતા ત્યાંય. ૧૦ એમ સભામાં ગરબડ ચાલી તે, ટાણે શું થાય ચઢ્યું ધનુષ અર્જુને ઝાલ્યું. પોતે બે કર માંય. ૧૧ તે વેળાએ તેની કાન્તી, અતિ અનુપમ દિસે: ને જોઈને પંચ સતિયા, કૃષ્ન હળધર મન હસે. ૧૨ વળી રૂપ બહુ પેખી સાહદેવ, અંતરે ઉપજ્યો પ્રેમ; હશી હશી યુધિષ્ટર પ્રત્યે વધા વચન તે એમ. ૧૩

ગીતિ. રૂપબળ પારથ પેખી પરેમ ઉપન્યો જોપીને તને તો દાસ છગન શું વરણું, સભાજને સઉ સુણોને તેનો. ૧૪

## કડવું ૪૫ રાગ વણજારા.

તમે વાત સુણોને મારી, ધર્યું ધનુષ ધનંજે ભારી, ટેક. તમે જુઓ મહારાજે; શો શોભે ધનંજય આજે, મુજ હ્રદય ખુશી આ વારી. તમે૦ ૧ દુઃખ વેઠ્યું પડ્યું પરસાણે, ત્રણ વરસોનું આ ટાણે; પ્રભુ સાહય થયા અપારિ. તમે૦ ૨ દુષ્ટ લાક્ષાગ્રહમાં બાળ્યા, ત્યાંથી ભીમે તો નિકાળ્યા યાદ આવ્યું આધારી, તમે૦ ૩ ભીમ વર્યો હેડંબા નારી તેનો ગટોરગછ સુત ભારી; તેણે ઉગાર્યા આવારિ. તમે૦ ૪ ગયો હેડંબાસુર સહુને ચોરી દુખ દેનાર દેવને તોરી; કર્યું સુખ છત્રેશ્વરી માડી તમે૦ ૫ પછી લેઈ ગયા કબીરા, જોગી વેષ ભીમે ધાર્યા છોડયા સો કબીરા મારી તમે૦ ૬ ત્યાંથી એક ચક્રાતો આવ્યા; ભીમે વિપ્રતન ઉગાર્યા ત્યાંતો બકરાક્ષસને મારી. તમે૦ ૭ હણે અજાપંચ નીત્યારી; એક ધનુષજ મારે ઠારી થતી હત્યા ભીમે નીવારી તમે૦ ૮ એહ પુન્ય ઘણું તો કીધું, રૂપી ધૌરયનું આશ્રમ લીધું; રૂષીચર્ણ ચાંપ્યા નીત્યારી, તમે૦ ૯ શીત તાપ તૃષા દુઃખ વેઠી ભજ્યા ભગવંત કષ્ટજ વેઠી તે, પુન્ય આવ્યું આ વારી તમે ૧૦ આ શણગાર ના ક્યાંથી, સુખ તેજ ન જાયે ઝાંખી; હજ્યા અહળક જુગદાધારી

વિરધારી. તમે ૧૨ ગીતિ. ધિર વીર ધીર ગીર, ધરી ધનુંને ઉભો છે એતો, દાસ છગન કહે થાશે, નક્કી મછવેધ હવેજ એથી તો ૧૩

## કડવું ૪૬ રાગ સામેરી.

ધર્યું ધનુ અરજુને હાથ, સમરે શ્રદ્ધાથી વૈકુંઠનાથ એણે મચ્છ સામું જોગગઢ દીસે નહી મચ્છ પુછ લોચન ? વિયત વાયુથી ચડયું મચ્છ ચાક વાયુવેગ ફરે આડો આક; તર્ક અર્જુને કીધ મંન, કેમ વિંધાશે પુંછ લોચંન, ૨ મારવું પ્રતીબીંબ પર બાણ, જળ મચ્છ ગઉ બાર પરમાણ; સ્થીર મચ્છ હોય તો તકાય, હવે હું શું કરૂં જગરાય ૩ પ્રભુ ભક્તની વ્હારે ધાજો અશર્ણ શર્ણ મુજકર સ્હાજો; ગરૂડગામી ચઢો મુજ વ્હાર. કરો સંકટે સાહ્ય મોરાર ૪ જગતનાથ તમે તો ઉગાર્યા, લાખાગ્રહથી બળતા ટાળ્યા; તેહ રીતે કરો તમે સાહય સ્થંભ ચઢાવી ઝાલી બાંહય ૫ ધરૂજ્યા ચરણ ત્યાં કઉવત દીધું. નાભીરૂપ વજરનું કીધું, આવ્યો વિશ્વાસ મારે મંન; હવે તરછોડશો ન સ્વામીન ૬ મચ્છ ફરતી તે કેમ ન જણાય, પડી ગુંચવણ હે જગરાય, આણી ઘડી કરો તમે સ્હાય મચ્છ સ્થીર કરો મહાકાય ૭ સ્તુતી એમ કરી અરજુને, તવ ધ્યાન કરી ભગવંન આપ ભક્તનું સંકટ જાણ્યું, અતી હેતથી મનમાં આણ્યું ૮ કરતા અકરતા તેને શી વાર, કીધિ પ્રેરમાં પ્રેરકે સાર; મચ્છ પાસ તણો જે પવંન, તેહ બાંધ્યો શ્રી મધુસુદન ૯ કરી કરૂણા શામશરીર, મચ્છા સુવર્ણની થઇ સ્થીર; જોઈ તેહ પારથ માન્યું મન જાણ્યા પ્રત્યક્ષ જગજીવન. ૧૦ પછી જળમાં જોયું સતીતંન, તવ દેખાયું મચ્છ લોચન પડયું મચ્છ પ્રતિબિંબ જળમાં; જેમ દીદાર દેખે દરપણમાં ૧૧ પછી મચ્છ વિંધવા મન કીધું નિજ હાથેથી એકસર લીધું; શકિતમંત્ર ભણ્યો ત્યાં સાર, કર્યા ત્રણ ભાગ તો નીરધાર ૧૨ અગ્રભાગ સ્થાપ્યા બ્રહ્મદેવ મધ્ય વિષ્નુ ને અંત મહાદેવ, વધો મંત્ર વાયુ ન રાખી ન્યુન ઉપર ધર્યું ધરમનું પુન્ય ૧૩ બાણ તઇયાર એ રીતે કીધુ પછી જોયુ જળમાં સીધું; સતીતન ઉભો દઢ ધિર કટી વંક મનસુબો શરીર ૧૪

ગીતી—વક્ર કટી વાળી સતીસુતસુબો ત્રાંસ મહી ઉભો; દાસ છગન કે શ્રોતા, મચ્છ વિંધવાનો ધાર્યો મનસુબો. ૧૫

## કડવું ૪૭ રાગ કડીવની ચાલ.

પારથ પુરો, દીસે શુરો, નથી અધુરો યુક્તિ નુરો ત્રાંસે ઉભો જાણે સુબો મછવિંધે કરી મનસુબો. ૧ પ્રભુ સંભારી પ્રેમ ધારી કર-ધનુષ ભારી કર આવારી; સમર્યા મનમાં હેતજ આણી, પુરૂષપુરાણી સમજણ શાણી ૨ બાણજ ધાલી મનમાં મ્હાલી, ગર્વ ઓરાવી હૃદયા ફાલી ઉલટ આણી; પ્રભુને જાણી મોજ માણી. અંતર આણી ૩ ગણીત ગણીતને ક્રિઢમઝ હણીને જાણે રણીને; દલડુ મોહ્યું જળમાં જોયું, પાપજ ખોયું, તાકયું ૪ ડોકી વાંકી, નીચુ આંખી મચ્છા તાકી, જાય ન થાકી, બાણ મેલી, વાળી ઠેલી રંગેરેલી કરી છે કેલી ૫ છળળળ કરતું સણણણ શરતું, સરરર કરતું, કુંદડી ફરતું, આગળ ધસતું પાછ ન ખસતું. ૬ વાયુ વેગથી સારી મેગથી વીજ વેગથી, અભ્ર ભેગથી, જેવી સરતી ન રહે ખરાત ન દ્રષ્ટે પડતી ન હોય નરતી, ૭ એવું છટકયું ન રહે અટકયું ખરૂજ ખટકયું, જોતાં ઝટકયું પાડે પટકયું. કદી ન અટકયું જુગતે જોડયુ જેવું છોડયું ફટાક લઈને લોચન ફોડયું ૯ આજનો કટકો હેઠો પડતો બિજે કટકો ઉંચો ચઢતો મછરને અડતો જઈને નડતો ઘાટજ ઘડતો, પાછ ન ફરતો ૧૦ પુછ ઉપર તેનો પડતો માપ ફરતો નીશાન ધરતો બળથી બઢતો, ખટક લઈને પુછ કાપતો પછીજ પડતો ૧૧ શંકર કટકો ફેરા ફરતો વાયુ વેગથી ચાકે ચઢતો કારજ કરતો જરા ન કરતો, પાછો ન ડરતો ૧૨ મધ્યે વળતો બહુજ બળતો કોટી કળ તો વેણુજ પળતો મચ્છને નડતો ૧૩ ચરરરરર છબાક લઈને ફેંકયું સર્વે દેખ્યું ન રહે રેખ્યું એવે દેવે કરી કુસ્રુષ્ટિ પાંડવ કેરી પાપી કરી જુવે દ્રષ્ટી સર્વે શ્રષ્ટી ૧૪ દુંદુંભી ડંકા દેવના વાગ્યા બહાલા બહાલા લાગ્યાં ભય સઉ ભાગ્યા પાંડવોનાં ભાગ્યેગ જાગ્યાં ૧૫ દાસ છગન કહે પછી તે હોડ હેઠું પડીયુ પહોચ્યા કોડ, શરોતા બોલો શ્રી રણછોડ ( રણછોડ રાયકી જે ) ૧૬

ગિતી—બોલો શ્રી રણછોડ, ભક્તનું કાજ કર્યું ભલિ રીતે ભારી; તેમ તમે સહુ ભજજો, ભોળો ભગવત સદાય લેશે ઉગારી ૧૭

## કડવું ૪૮ રાગ દોહા.

બાણથકી મચ્છ જળમાં પડીયું વરત્યો જય જયકાર; તે ટાણે રાય કરણ ઉઠયો ઉઠયા અંધકુમાર ૧ હસ્તમાં આયુધ ધરીઆ જુએ ..ભો સાથ; એ દેખી ભીમ થયો ઉભો મરડી ધર્મનો હાથ ૨ છલંગ

મારી ગયો આગળ કરી મનમાં મનસુબો જળ કીનારે કુંડી પાસે તે તો જઇને ઉભો કરી ગર્જના કરી કહ્યું ભાઇધીર હુંતો દેઉ; ઉતરવાની મહેનત ઠેકી. પડો હું ઝીલી લેઉ ૪ એ જોઇને કઉરવ કોપ્યા, દુષ્ટે પાડી બુમ; ઓ મામા આ ભીમ આવ્યો ભાગી મારી ન્યુન ૫ કહે મામો મારગ ઝાલો, રહીએ સાજા તાજા; જોઈ ભીમને મન વિચાર્યું, પોતે કરણ રાજા. ૬ મારૂં બોલ્યું મિથ્યા જાયે, તેથી રૂડુ મર્ણ; નજર ભીમની ઉંચી છે તો, કરૂં કન્યાનું હર્ણ. ૭ એમ ધારી પોતે દોડયો, કન્યા હરવા જાય; એવે ભીમે જતાં જોયો. ચીતમાં ચટપટ થાય. ૮ ભાઈનું લાગ્યું ભાઇ ભોગવસે, કન્યા હરણ થાશે; કીધિ મેહેનત છુટી પડશે, અને ફજેતી થાશે. ૯ એવું ધારી દોટ મુકી, વાયુ નંદન સાર; જે કરણનો કાન ઝાલી, માર્યા તમાચા ચાર. ૧૦ સુર્યપુત્ર તો ત્રાસ પામ્યો, આ કયાં મુજને નડિયો: એવે ભીમે છલંગ મારી હાથિણી ઉપર પડીયો: ૧૧ તેથી હાથણી બેઠી સેગી. કેડ વૃકોદર બાંધે; દ્રૌપદીનું પાંગોહું ઝાલી. લીધી પોતે બાંધે ૧૨ કન્યા લઇને ત્યાંથી નાઠો. સભા બહાર તે જાય: અજાંપત ઘર ઝાલી આવ્યો, જયાં પોતાની માય. ૧૩ બારણેથી બુમ મારી, ઓ મા હુંતો આવ્યો, જુઓ જુઓ હો મુજ જનેતા: અમુલ્ય વસ્તુ લાવ્યો. ૧૪ માયે જાણ્યું ખાવાનું કે, રમવાનું કે હશે: કે મુજને મરાવા ફાકાં, બોલશે હોશો મશે ૧૫ એવું જાણી માતા બોલ્યાં, ભાઇઓનું ભઈયારૂ: જે લાવ્યો હોય તુંતો બેટા, તે સઉનું સઇયારૂં ૧૬ ભીમે જઇને કન્યા મુકી, શું બોલી તું માત: આજ સભામાં મચ્છ વિંધ્યો, અર્જુન આપણ ભ્રાત ૧૭ કન્યાનું તો હર્ણ થતુંતું માટે ઉચકી લાવ્યો: ન બોલવાનું તુંતો બોલિ, કાંઈ વિચાર ન આવ્યો. ૧૮ એમ ઠપકો માને દેછે, વાયુ કેરો તંન: તવ કુંતાજી રડવા લાગ્યાં, આંસુ આવ્યાં લોચન. ૧૯

ગીતિ આંસુ ભરતી માતા હૈયા ફાટે રડેજ છે ત્યાં તો: દાસ છગન કે ચીંતા, ડોશીને મન ઉપડી છે. આતો. ૨૦

## કડવું ૪૯ રાગ હીંડી.

દીનાનાથ વેળા વિકટ મારે આવિ સાહ્ય કરીને લેજો આજ તો નિભાવી દીનાનાથ૦ ટેક ભાન માહરૂં ગયું ને વેણ શું નિકાલિ ન કહેવાનું આજ કીધું દૈવ થશે શું હાવી દીનાનાથ૦ ૧ જીવવું ઘડપણ કેરૂં, ભાન તો ભુલાવી, જ્ઞાન કાંઇરે' નહિ, બન્યુંજ જીવ્યું હાવી દીનાનાથ૦ ૨

હોહા      એમ શોચના કરે કુંતા, ભીમ બોલ્યો ત્યાંય શાને ચીંતા કરો માડી, થવા કાળ તે થાય, ૩ માટે મન સમજી તમે મુકોને વીલાપ; મુખ બોલ્યુ નહી પાળો તો, બ્રહ્મહત્યાનું પાપ. ૪ એમ કહીને ભીમ બેઠો સભા વિષે શું થાય; તમાચા ખાઈ કર્ણ છુટ્યો, જળકુંડે તે જાય. ૫ ક્રોધ મનમાં પુર્ણ વાધ્યો, કર ધનુપ તો લીધું ત્રાંસથી ઉતરતાં નરને બાણ મોકી દીધું. ૬ શર વાગ્યો પારથને કે, પ્રાણજ ઉંચો ચઢીયો, ધક્કો લાગ્યો ત્રાજવાને, કે ઢળી તે પડીયો. ૭ પડતામાં જળ તળે જઈને, ઉપર જેવો આવ્યો. સો કૌરવે ખેંચી કાઢી, કીનારા પર લાવ્યો ૮ સો કૌરવને પટ અંત્રીસહ, કોપ કરીને [illegible]ડીયા; અર્જુનજીને માંડ્યો મારવા, દુશ્મન પેરે નડીયા ૯ એટલે ઉઠયા બ્રાહ્મણ લોકો, કૌરવ પર તુટી પડિયા: જળકમંડળ ત્રિશુળ ગોળા, સરવે પ્રહાર કરીયા. ૧૦ તેથી કઈનાં કપાળ ફુટ્યાં, કૈના પુરાયા ડોળા; સહેવ નીકુળ સાથે ઉઠયા; બાણ લઈ ને ડોલ્યા. ૧૧ એટલે ઊઠયા સભાનૃપ સૌ મચ્યોજ જબરો ધંધ, બાણગોળાતોમર ફરશી, મારે પરસ્પર સ્કંધ. ૧૨ કૃષ્ણ ઉઠયા ભક્તાની પક્ષે, બે મીત્ર સરખી બાગી; સભામંડપમાં જુદ્ધ જાગ્યું ન જાય કોઈ ગાંજી ૧૩ એવે વળી સુણી પારથ કે તે ઝડપે ઉઠયો; અજાપન ઘર ભીમ હતોતે, સુણી હોકારે કુદ્યો ૧૪ આવ્યો દોડતો શુરો સભામાં, રોશ ભરેલો રૂઠયો; ક્રોધ થયેલો અર્જુનજીપણ: બાણ ચઢાવી રૂઠયો ૧૫ એક પહોર ત્યાં જુદ્ધ જામ્યું, વાયુસુત ગડગડીયો: કાયામાં તે ક્રોધ ધરીને, જળકુંડાળે પડિયો ૧૬ થંભે બાઝયો ઝોઝો ગાજ્યો, હસ્તી પેરે ગાડયો; બારહાસનો થંભ હતો તે, હચમચાવી કાઢ્યો. ૧૭ ત્યારે કૌરવ ત્રાસ પામ્યા, થાશે કાળો કેહેર; શકુનિ કે' નાસો સર્વે મારી નાંખશે ઠેર ૧૮ એમ જાણી સર્વે નાઠા ભીમે થંભ ઝાપટીયો, કઈને નાસતાં હોણી પાડ્યા, કઈનિ કરી પાપડીયો ૧૯ સર્વે રાજા ત્રાસ પામ્યા આયુદ્ધ મુકી નાઠા; તે ભરાયા ધરૂપદ મહેલમાં સુદ મતીના માઠા ૨૦ સભા સહુ ત્યાં ખાલી થઈને, રહ્યું નહિ કો જન; દ્રોણીકને ધરૂપદે આવી, સમજાવ્યો અર્જુન ૨૧ ધર્મ રાયને પડ્યા પાયે હવે ભીમનો વારો; સર્વે રાજા મહેલ ભરાયા, તેનો ત્રાસ નિવારો. ૨૨ એટલે આવ્યા અંતરયામી, ને રોહીણીકુમાર; ઘણું વીનવી તેને કીધું, તેથી પામ્યા પાર, ૨૩ આગળ આવી કૃષ્ને વાર્યો, અર્જુનને તે ઠાર; ધર્મે વાર્યો ભીમને ને; બળદેવે જોયી સાર ૨૫

વલણ.      ખમ્મા ખમ્મા વદતા આવ્યા, ભિષ્મ દ્રોણ વિદુરરે, દાસ છગન કે' પાંડવ જાણ્યા દુઃખ થયું સૌ દુરરે ૨૬

## કડવું ૫૦ રાગ મનહર.

સ્વયંવર તણી રીતો જાણો સહુ સભાજંન, થાય જેની કન્યા તે તો, પરણીને જાય છે. બીજા સહુ જાય પાછા નિજનિજ તણે દેશ, પાંડવોને જાણીઆજ સહુ તો હરખાય છે. ૧ તેથી ગયા નહી કોય. રહયા તેહ ઠામ ઠરી પરણાવી પછી જવુ, એમ વિચરાય છે, પાંડવ ઉપર પરેમ, તેથી ધર્યો નહી ગર્વ, સહુ થઇ જાનૈયાની વાંસે જાય છે. ૨ આગળ પારથ જાય. પાછળ તો જાય સહુ. ચાલી આવ્યા પ્રજાપતી તણે ઘેર તેડતો, એટલે આસન કરી, બેઠા સહુ રાજબીજ માજ માન વિણ ઘણા હરખથી જેહ તો ૩ કઇતો બેઠા ભોમિપર, આશન વિનાના રાજ વળી આવ્યા ઈંઠ્યાસી સહસ્ર રૂપિ એહ તો દર્ભાસન પાસે જેહ, નાખી બેઠા સહુ તેહ, સાદવને રૈયતનો, બેઠા વળી નેહ તો ૪

## કડવું ૫૧ રાગ ધોળ.

બોલ્યા બોલ્યા વૈશંપાયન સ્વામીરે, સાંભળ સાંભળ જન્મેજય રાજનરે; ચાલ્યા ચાલ્યા દ્રુપદના બે તંનરે, ગયા ગયા પ્રજાપતને ભોવનરે. ૧ જઇને કહ્યું અર્જુને કરજોડરે, લાવો લાવો દ્રૂપદી મોડા મોડરે; મંડપ રચ્યો, વીવાહનું આવી કોડરે, સુખે પરણો દીજે નહિ ખોડરે ૨ લગ્ન કેરો લેજોને શુભ લહાવોરે. તાજાં આવે એટલે તો સહુએ આવોરે; વદે અર્જુન તમે તો તત્પર થાવોરે, આવી ઓરડીમાં તમે જોડી જાવોરે ૩ કહેજો કહેજો તમ તાતને સમાચારરે એછે એછે પાંચે કુંતીના કુમારરે; કીધો કીધો મછવેધ એકે હાથરે, પરણે પાંચે કન્યાની સાથરે ૪ કહીયે કહીયે અરછી વિધનારે કીધો નીમજી ધર્મ નીકુળ સેહેદેવ ને ચોથો ભીમરે; તેને સાથે લઇને વરવા આવેરે, મરજી હોય તો તમ તાત તેડું કાવેરે ૫ નહી તો તમે કહાવજો કે પાછા જાવોરે, નથી મરજી જોઇએ તેને વરાવોરે, એવાં એવાં વાકય પારથનાં સુણિરે કરોધ વાપ્યો કુંવરને મન ઘણોરે. ૬

ચોપઈ. વચન સુણીને કરોધે થયા નિજ બેનને તેડી ગયા જઇને કહ્યું પીતાને એમ વરને તો વરવાનો નેમ ૭ એછે કુંતાકેરા તંન; મચ્છવેધ કીધો ઈક જંન; વરવા આવે પાંચે સંગ, એક નાર વર પાંચએ વ્યંગ ૮ એક નરને બે નારી હોય નારીને નર બ નવ હોય; તો આ પાંચ વરે એ કેહેર, પીતા પુત્રી પીઓને ઝેર. સુણી રાયનું મંન, આ આવ્યું કયાંથી વીઘન, હવે બીજુ શું હુંતો કરૂં, વ્યાસ

વચનપર વીષ પી મરૂ. ૧૦ એવું ધારી આંવ્યો વેર, લીધો પ્યાલો નાખી ઝેર; જેવો પીવા તે તો જાય, એવે આવ્યા મુનીરાય ૧૧ આ શુ મુદમતિ તું કરે, શાને વીષ પીને તું મરે: એ પુત્રી તારી જોગણી ભાગ્યમાં લખ્યા પાંચ ધણિ. ૧૨ એમ કહીને મારી ધોલ, પ્યાલો પાડી મારી ઠોર; જઇને પુછ તું કન્યાને વાત, હા કહેતો મેળવજે હાથ ૧૩ ત્યારે દ્રૂપદ રાજી થયો; પુત્રી પાસે પુછવા ગયો; ત્યાં જઇને એ.હયો તે વેણ, સાંભળ સુતા મારૂ કહેણ ૧૪ મચ્છવેધ કરનારો કહે, હું પરણું મુજ બાઈ નત્ર રહે પાંચે વરીયે એકે સંગ કહો બેન એ વ્યંગ ૧૫ વદી દ્રૂપદી પીતા સંગ એ વાતે છે બહુ ઉમંગ; પાંચ પતિ મારે વરીશ, તેમાં તમે ન કરો રીસ. ૧૬ રીસ કરો તો પાપે મટે ડહાપણ સર્વે હરે: વચન વ્યાસ પુત્રીનું મળ્યું સુણી દ્રૂપદનું મન ઠર્યું ૧૭ પછી પુછે પુત્રીને વાત, સતી સાધ્વી તું સાક્ષાત; પાંચ વરે તે શાની સતી, મારે મન અકળામણ અતી. ૧૮ બોલી દ્રૂપદી સુણો તાત લેજો મનમાં મારી વાત: ચોરી મંડોપ બાંધો સાર. ચંદન ચીતા કરો તે ઠાર ૧૯ સળગાવી તેને રાખજો પછી એકસુ પરણા- વજો; પરણિ રહી સત્યે ચઢીસ બળતી ચીતા માંહ્ય પડીશ. ૨૦ પાછી સજીવન નીકળીશ બહાર પછી વરૂ બીજે ભરથાર; એવી રીતે પરણું પાંચ, સદા સતી હું નાવે આંચ. ૨૧ તવ દ્રૂપદ કહે ધન એ વાત, જોઇશ પારખું હું સાક્ષાત એમ મન આનંદે વળ્યું. પાંચ પર- ણાવા નીશ્ચે ઠર્યું. ૨૨ વલણ. પુત્રીને પરણાવવા, ઉમંગ દ્રૂપદ તો કરેરે; દાસ છગન કહે ને પહેલા; પાંચની પરીક્ષા કરેરે.

## કડવું ૫૨. રાગ સામેરી.

વૈશંપાયન ઓર્ણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; કૃષ્ણે કહ્યું તે રીતે કરીને, કરી પરીક્ષા ત્યાંય ૧ દ્રૂપદનું મન નીશ્ચલ પામ્યું, ઓળખ્યા પાંડવ પાંચ: સંદેહ મનનો જતો રહયોને, ના રહી મનમાં આંચ ૨ અહો ગીરીધર પાંડવ સાચા, હવે તમે તો જાઓ; વિચાર મારો પાકો સાચો, વાજાં વાગતે આવો. ૩ એવું કહીને દ્રૂપદ ઉઠયો બોલ્યા જાદવરાય પાંચે જણ ચાલો હું સાથે, ઠામ આપણા માંય. ૪ એટલે આવ્યા પાંચે જણ તે સાથે જગદીશ જઈ મુકામે ક્ષૌર કરાવ્યું બન્યા રાય અધીશ. ૫

# કડવું ૫૩ રાગ ચોપાઈ.

દ્રુપદરાયે કીધી પેર, તેડુ મોકલ્યું હરખભેર; ઢોલ દદામાં શરણાઈશાર. સાજ સહીત વાજાં નીરધાર. ૬ વાગતે ગાજતે સૌ સરદાર. આવ્યા પરજાપતને દ્વાર; કહી પાંડવને મંગળ પેર, ચાલો વર દ્રુપદ ઘેર. ૭ તવ આનંદ સઉને મન થાય, કુંતા પાસ ગયા સૌ રાય માતા મોડ આથે કો ધરે, નામણ દીગો તે કો ગ્રહે ૮ માતા બોલ્યાં મુખ વચન, આપણ ઉતર્યા જે ભોવન ખરાં સગાં તે પીતા માત, માટે કહો પરજાપતને વાત. ૯ મોડ ઘાલસે એની નાર ન્યાત સગા બોલાવે સાર; એથી કે નિચુ ના હોય, એને આશરે મંગળ જોય ૧૦ સુણી ઉઠયા ધરમ સાર, કહ્યું કુંમારને થાવ તૈયાર; બોલાવો ગ્નાતિ સમસ્ત, પરણાવા આવો થઈ સ્વસ્થ. ૧૧ કાકી ગાલે માથે મોડ, તો તો સજના સંધાયે કોડ; તવ તેડી કુંમારે નાર, પહેરી ઓઢી થા તૈયાર. ૧૨ વણ પેસે ઉપમા લેવાય, રાજાનો વેવાઈ થાય; તેડો નાત સગાંને સાથ, પહેરી મોડ દિપક લ્યો હાથ ૧૩ સુણી વાતને હરખ હણાઈ, ન્હોનું જોર તે આવ્યું ધાઈ; નોતરી નાત બધી તે ઠાર સગાં સહોદરને વહેવાર. ૧૪ હરખ તેજ મુખ ઉપર વાધ્યું, જાણે ઘરનું કારજ સાધ્યું પગ મુકે ધરતી ધમધમે મન તુરંગ તે મનમાં ગમે, ૧૫ આવ્યા સર્વ સગાંને નાત મેળાપી આવ્યા ભલી ભાત ગીત ગાવા લાગી નાર, વાતે ઘાલ્યા વરને સાર. ૧૬ ચોળી પીંડી આણી પ્યાર, ટપકુ ગાલ કર્યું નીરધાર; ઘાટ મોડીયો માથે ધરી, ગીત ગાતી ચાલી સુંદરી ૧૭ વડી પાપડ માગી ધર્યા, રીત રીવાજ જે તે સઉ કર્યા; તે જાણી દ્રુપદે પેર; ચોરી બાંધી ઘેર ૧૮ ચીતા ચંદનનિ પાસે કરી, વેણુ સુતાનું મનમાં ધરી; થઈ સામહો જુએ વાટ; ક્યારે આવે વરવા માટ ૧૯ હવે કુંમાર ઘેર શું વરઘોડો ગોઠવે યદુરાય; આગળ ચાલે જાદવ જોદ્ધ વચ્ચે વિપ્ર રૂપી દે બોધ તેથી પાછળ ક્ષત્રી લોક જાન શોભાવી પુન્ય સ્લોક; વરઘોડે સાબેલા સાર; નીચે ઘોડા અપરંપાર ૨૧ બગી મીયાના પુરો ઠાઠ અબદાગીરી છત્રી છે સાથ; વચમાં પરિયો નાચજ કરે ગાયન ગાતા ગાંધર્વ ખરે ૨૨ બહુ કસરતી જુવા મર્દ ખેલેહાસ ઘેરી સર્ત; કુલવાડી પાચેની ભરી જોડે ચાલે અશ્વ ચઢી. ૨૩ વાજા છત્રીસે વાગે જાય કેડે કામની ઓ ગીત ગાય રસ્તે વધારે રઈયત લોક, જુએ ઝરૂખે નાર અથોક ૨૪ સરવે જય જય શબ્દજ કરે પાંડવ જાણી હરખ બહુ ધરે; ગીત ગાયનના ગાજે ઘોષ ગુણીયલ ગુણ ભર્યા નહી

ટેક ૨૪ વલણ ગીતી બાજા વાગતે ચાલ્યા પાંડવ પાંચરે દાસ છગન કહે સાંભળો નહી કોને દોષ ખાંચરે

## કડવું ૫૪ મું રાગ દોહા.

આવી મંડપ ઊભા રહ્યા, બાજઠ બેસાર્યા સાર; કનક થંભ ચોરી રચી, રત્ન જડીત થંભ ચાર. ૧૪ બાજઠ વર બેસારીયા, બેઠા બેના ગોર મંત્રો ઉચ્ચાર કર સાદી, મંગળ શ્લોક તે ઠાર. ૧૫ અંતરજામી બોલીયા મંડપ કેરી માંહ્ય; મોટા માટે પ્રથમ વરે, ધર્મ રાય તો હમાંય. ૧૬ તવ ધર્મ બીરાજીયા, બાજઠ ઉપર ત્યાંય; મામાએ તો ઉંચકીને પધરાવી કન્યાય. ૧૭ વલણ કન્યા પધરાવી તહીં કન્યા દાન અપાય; દાસ છગન વાણી વદે, સુણો સહુ શ્રોતાય. ૧૮

## કડવું ૫૫ રાગ ઢાળ.

રાય દ્રુપદ પગ્માણે ચાર્યું શોભા ઘણેરીરે, રાણી પંચાળ નામે શોભા૦ ૧ ત્યાંતો સમે વરતે સાવધાન, શોભા૦ ભાણે મંગળાષ્ટક નિ- ધાન શોભા૦ ૨ રાય દ્રુપદ દે કન્યાદાન. શોભા૦ વરકન્યા શોભે સમાન શોભા૦ ૩ ત્યાંતો હસ્ત મેળાપક થાય. શોભા૦ પછી માનુની મંગળ ગાય. શોભા૦ ૪ ત્યાંતો પાડી પંચોળે ગાંઠ શોભા૦ વરમાળા આરોપી કંઠ સોભા૦ ૫ વદે વિપ્ર ત્યાં વેદ વચન. શોભા૦ પાસે બેઠા છે જુગ- જીવન શોભા૦ ૬ ચોરી પહેલું મંગળ વરતાય. શોભા૦ ત્યાંતો ગોદાન ઘણું અપાય શોભા૦ ૭ દાન લે છે યુધિષ્ઠિર રાય. શોભા૦ ધન ધન ધન દ્રુપદની બોલાય શોભા૦ ૮ ચોરીમાં બીજું મંગળ વરતાય શો૦ રથ ઘોડા ભંડાર અપાય શો૦ ૯ દાન લે છે ધર્મ રાજન શો૦ સહુ સાથ બોલે ધન ધન શો૦ ૧૦ ચોરીમાં ત્રીજું મંગળ વરતાય શો૦ ત્યાંતો કરી હાથી દાન અપાય, શો૦ ૧૧ દાન લે છે પાંડુ સુત શો૦ ધન ધન બોલે સહુ દુત. શો૦ ૧૨ ચોરીમાં ચોથું મંગળ વરતાય શો૦ ત્યાંતો કન્યાનાં દાન અપાય. શો૦ ૧૩ દાન લે છે વડો કુંતી તંન શોભા૦ સહુરાય વદે ધંન ધંન શો૦ ૧૪ ત્યાંતો મંગળ વરત્યાં ચાર શોભા૦ આપ્યા ગ્રંથ સહીત ભંડાર શો૦ ૧૫ લાવે પંચાળ રાણી કંસાર શો૦ પ્રીતે આરોગે નરનાર શો૦ ૧૬ છેડો ઝાલ્યો સાસુનો સાર. શો૦ તેમાં આપ્યા મોતીના હાર શો૦ ૧૭ ત્યાંતો પંચાગ્રતે ચણુ થાય શો૦ ચાર સૌભાગ્યવંતી તેડાય. શો૦ ૧૮ દ્રૂપદી સૌભાગ્યવંતી કહેવરાવે.

શો૦ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ આરેક અપાવે. શો૦ ૧૯ વરકન્યા પર . ઉઠયાં શો૦ ત્યાંતો સોનૈયે મેરૂ ત્રૂઠયા શો૦ ૨૦ પછી ગોત્રજ પાસે જાય. શો૦ ત્યાંતો રૂપીયા વિટી રમાય. શો૦ ૨૧ લાગ્યાં વરકન્યા ગોત્રજ પાય શો૦ પછી ઉઠયાં વરકન્યા ત્યાંય. શો૦ ૨૨ પછી સત ચઢાવ્યું કન્યાય. શો૦ પડી ચંદન ચીતા માંય. શોભા૦ ૨૩ નાહી નિકળી અગ્નિથી બ્હાર. શોભા૦ તવ વરત્યો જય જયકાર શોભા૦ ૨૪ પછી વર્યા વાયુ સંતાન શોભા૦ તેનાં ચારે મંગળ ચાર દાન શોભા૦ ૨૫ પછી પરણ્યો અરજુન ત્યાંય. શોભા૦ તેનાં ચારે મંગળ વ ય. શોભા૦ ૨૬ પછી વર્યા સહદેવ સાર. શોભા૦ તેનાં મંગળ વરત્ય શોભા૦ ૨૭ છેલ્લે વર્યા વરણાગી નિકુળ શોભા૦ ચાર મંગળ દાન અનુકુળ શોભા૦ ૨૮ પછી કન્યા અગ્નિમાં નહાય શોભા૦ છેલ્લી પરણેલી રાખી કાય શો૦ ૨૯

## કડવું ૫૬ રાગ સાખી.

દ્રુપદ કહે આજ્ઞા આપો, ઓરે જગજીવન; મચ્છવેદ સભામાં બેશી કરો સહુ ભોજન. ૧ ત્યારે પ્રભુએ આજ્ઞા આપી સર્વ સભામાં બેસો આ આપની રીતીસર સૌ, પંગત પડીને બેસો. ૨ રાય વિપ્રને યાદવ લોકો વળી સર્વ સમાય; અનાર્યો પણ જમવા બેસો, તજી ગર્વ વ્યવસાય. ૩ સુણી વચન સૌ ગયા સભામાં, બેઠા તજીને ગર્વ, દ્રુપદરાયે સેવક હાથે, પીરસણુ કાઢયું સર્વ ૪ તાજ્યા તાવ્યા વળી વઘાર્યા છમકાર્યા ભલી ભાત; ભાગ્યા ભેળ્યા વણ્યા થાબડા, ચોળ્યા ચતુરા પ્રીતે ભાત ભાતના મેવા મીઠાઈ, શાક અથાણા કઢીઓ લાડુ જલેબી ખાજાં ઘેબર, વળી વઘારી વડીઓ. ૫ સૌ આનંદે જમી ઉઠયા, પછી આપ્યાં પાન; કૌરવ સરવે ગયા નાશી, તેણે ગુમાવ્યું માન ૬ રસ્તે જાતા નેણ આવી, ત્યાં સૌ ટોળે મળિયા; સંતાઈ રહી પાંડવને મળિયા સંતાઇ રહી પાંડવને મારી હરવા વિચાર કરીયા. ૭ અહીં સરવે જમી રહીને, પછી કરી સભાય; પાંચ પાંડવ મધ્ય બીરાજ્યા કારભારી કૃષ્ન કહેવાય. ૮ દ્રુપદરાયે તીલક કરીને, પેરામણી તો આપી; બે રથ ભરીને મોહોરો, ઉપર હજાર દાશી આપી. ૯ દશ ગામ સેના બે ક્ષોણી, આપી લાગ્યો પાય, તમ જોગ અપાયું નથી મેં માગી લ્યોને હયાંય. ૧૦ ચારેજણ કહે ઘણું જ પાવ્યા, થયો આનંદ આંગ ભીમ કહે હુંતો નહિ આપું આજ્ઞા અભંગ ૧૧ દ્રુપદ કહે વચન પાળો તવ ગદાતો આપું; જેમ ગજ હાથી વશ કરી રાખો તમ-

માપુ . વાત સુણી વકોદર કુદયો. ભય જરા નવ પેઠો, ગદા ગ્રહી
છલકો મારી, હાથી પર ચઢી બેઠો. બોજ આવ્યો હજાર મણનો
વાસ્યો મસ્ત ગજેંદ્ર; વળી દોડયો દડમાં તેથી; હારી ગયો મદમાત-
ગનો જતો રહયોને ભીમે ફેરવ્યો હાથ; નીચે ઉતરી બોલાવ્યો કે, ચાલી
આવ્યો સાથ, ૧૫ દ્રુપદ મનમાં ખુશી થઇને ભીમ પ્રત્યે કહે છે
જેમંગળ ને ગદા બક્ષીસ વળી સીરપાવ દેછે, ૧૬ સર્વેને સીરપાવ આપી
કૃષ્ન પ્રત્યે કરજોડે: તમને દેવાસમ કે છે નહીં, લક્ષ્મીપત મન મોડે.
૧૭ વિદાય કીધા સર્વે નૃપતો, વળિ પાંડવને રાખ્યા ભીષ્મ વીદુર
ને સતીયા હેત કરીને ચાલ્યા. ૧૮ ચાર દા'ડા રહિ પાંડવે વીદાય
ત્યાંતો માગી ગામ ગાંદરા સુધી વળાવ્યા દ્રુપદે પાય લાગી ૧૯ જતાં
ભીમે કહયું દ્રુપદને ઓઝાને મનાવો ખાણુ ચણાની ખાલી
થઇ છે, નાણું ગણીને આપો. ૨૦ દ્રુપદ કહે તેની નહીં ચિંતા: સુખે
આપ હસ્તીનાપુર પહોંચી પત્ર લખી સર્વ જણાવો. ૨૧ હળીમળીને
આનંદ કરતા પાંડવ તો પળાય. નેળ પાસે આવ્યા કે ઝટ. ભીમ
બોલ્યો છે ત્યાંય ૨૨

વલણ નેળ માંહે પાંડવ આવ્યા; ભીમતો આગળ થયોરે;
જોશી ધર્મ દ્રુપતી કુંતા; નિકુળ અર્જુન કેમ રહયોરે ૨૩

## કડવું ૫૭ રાગ ચોપાઇ.

વૈશમપાયન ઓણીપેર બોલ્યા સુણ જનમેજય રાય: પાંડવ સેના
નેળે પેઠી દુષ્ટ રોકવા ધાય પાછળ આવ્યો કરણ સુરો હવે તિહાં
શું થાય; અચકી ઉભા નેળ વચ્ચે યુદ્ધ કરવા તદાય ઉત્તર મોઢે નેળ
આવ્યો, શકુની દુર્યોધન, શતબંધુ જેદ્રથને ભગદત્ત ભુરી શ્રવા સુસ-
રમંન પુઠે સુર્ય તનુ મહાસુરો, પટ ક્ષોણી સાથ: ડંકા દેતા આગળ
પાછળ આયુદ્ધ સઉને હાથ વાજાં સુરાતનનાં વાજે, સુણ્યાં ભીમે
કાન; પોતાનાં તો બંધ કરાવિ, ચઢાવ્યાં નીસાન તે પછી અર્જુનને
કહાવ્યું, નીજ સેવકસુ એમ, પાછળ છે શો શોરબકોર, કોણ સામો
કોણ પોતે કુધો ગદા લઇને પડયો ગજથી હેઠો કરોધ ભરેલો આગળ
દોડયો ત્યાં દુર્યોધન બેઠો તે કાં'વ્યું અર્જુનને પોતે, નરે કહયું કરણ
સામો. આપાની ચિંતા નવ કરતા, તમે સાચવો બામો ભીમ કહે
હોય વીરો મારો હોય પુરણ રણધીર: તો શત્રુનો રોળવાળો, જુઓ
ન પાછુ વીર, કહે અર્જુન હાઇ જો હું તો મુજને ઠપકો દેજો; કાંઇ
કસરતો હું નવ રાખું, તમે સાચવી લેજો ભીમ કહે મુજ ચીંતા કર

નહીં; મોત દુષ્ટનું આવ્યું તે પછી ભીમે સહેદેવ નીકુળ તેને મજ કહાવ્યું તમ બેની વચ્ચે સોંપ્યાં છે કુંતા દ્રૂપદી ધર્મ તેઓને હરકત નવ આવે ન થાય કન્યા હર્ણ બંને ભાઇએ સામસામાં કહાવ્યું, કરો ન ચિંતા કાંઈ હશે આગુ દૈવમાં જ્યાં સુધી નવ લહીયે આઇ સમાચાર એમ સઉના સુણી કીધો રડયા મનસુબો કેડ બાંધી ગદા ગ્રહી કર જઇ દુસમનસુ ઉભો પાળવા મોઢે કરણ સામે નર અરજુન નો શોભ્યા નીકુળ બાણુ ગ્રહીને રહયુ કરતા થે ભલા રાતો ગરમ થયેલો બોલ્યો વેણ: અહો નીચ તું આવ્ય ન સો મારગ રોકયો કેમ

વલણ. દુર્યોધન કહે બોલ્ય નીચથી ઉતરસે અભીમાન કન્યા આપી પાય પડે તો જવા દઉં આ ઠામરે.

## કડવું ૫૮ રાગ ચાલતો.

વૈશંપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજય રાય ભીમ કહે શો દ્રૂપદીને તો, જાણુ તારિ માય દુર્યોધન કહે શાને ફુલે, હાલ મળ્યુ ઘરસુત: રડવડતા રખડતા ફરતા તમે અંધના પુત્ર. ભીમ કહે અમે અંધ પુત્ર પણ તું તો જો તારી કરણી; તારો બાપ આંધ-ળો, તારી મા આખલાને પરણી દુર્યોધન કહે કપટ કરીને લાડુમાં ઝેર ખવાડયું; ભીમ કહે મેં બારમે દહાડે; અરધુરાજ લખાવ્યું. દુર્યોધન કહે કપટ કરીને, લાખાગ્રહમાં બાળ્યા. ભીમ કહે વનમાં જઇને સુ-ખના દહાડા ભાળ્યા. દુર્યોધન કહે અન્ન મળ્યું નહી, વેશ કાપડી કાઢ્યા; પંચાળની સભામાં આવી અમોને લજાવ્યા. ભીમ કહે અમે કાપડી હતા દોયેલા દહાડા હોંસે વરવા આવ્યો તો પણ કેવા નીર્મુખ કાઢયા. કહે સકુની સુણ દુર્યોધન મહોણું દોહ્યું દેછે, મારૂ પેટ પાસુ બળી જાયે હવે તું શું જુએ છે.

વલણ. કહે દુર્યોધન અહો ભીમડા દે સમજીને નારીરે વાયુ સુત કે વરવું હોય તો જા જઇવર ગાંધારીરે.

## કડવું ૫૯ રાગ સામેરી.

વૈશંપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, નેળ યુદ્ધ મહીમાય સામા સામી બે જણ બોલે, પડે ન કોઇ પાછા. દુર્યોધન કહે શું જુઓ છો મારોને તમાચા. ભીમ કહે કે કોની માયે. ખાધી સવાસેર સુંઠ; શુરો હોય તે

શસ્ત્ર, સામુનરે મેઘઅસ્ત્ર, પવનાસ્ત્ર રવિ સુતે વર નાગ અસ્ત્ર શસ્ત્ર ત્યાંતો વરસે અપાર સાર, એસાણુ ન પામે હરીદાસ જો.

## કડવું ૬૧ મું. રાગ મનહર.

પછી કર્ણે બાણ મારી, નરે રથ ધ્વજા પાડી, જોઈ નર થઇ કાળ પાશ સુકીયો, તેથી રવીતન તણા સારથીનું છેદ્યું ર ભરાયો કોપ કર્ણ અને કર્ણે મુકીયો, વળી બાણપર બાણ ર અનંત ત્યાંય. પટ સોળી સેન તણાં. બાણ આવે હુકીયો તેથી થ અંધકાર દીસે ન સુઝે સુર. સતી સુત એકલો તે ગભરાયે છુપીને કે ત્યાં આવી પડયો ભીમ. હોકારો સબળ કરી; લેઇ ગદાસેન તણું ધણ બહુ કાઢીયો સેન મન્યુ પાડે બ્હાવરૂ ને પોકાપોક અતી, ઓરે કર્ણ ઘાણ વાળયો જોને ભીમે ઝાડીયો, સુણી કર્ણે બાણ ગ્રહ્યું ભીમને હણવા કાજ, એવે નરે કરણને, નાગ પાશે પડીયો તેહ દેખીને સેન સહુ ગભરાઈ નાસી ગયું, બંધાયલા કરણને ભીમે માર મારીયો.

## કડવું ૬૨ મું. રાગ સામેરી.

તે પછી બાંધ્યો દોરડે, ભીમે કર્ણને ત્યાંય; આજ્ઞા દીધી સર્વને નેળ બ્હારતો જાય, અડધી નેળે આવતા પાડયો રવીતન ધર્ણ; નગન કર્યો ભીમે તદાએથી રૂડુ મર્ણ કર્ણ કહેકે લાજ લે છે તેથી લે મુજ જીવ ભીમ કહેકે લાજસી, સઉ તુજ સમાસ તીવ, એમ કહીને લાવિયો; નેળ બારણે એહ; ધર્મ કહે ભીમ શું કરે છે છોડી દે સઉ એહ ભીમ કહે એ દાવના, છે એ સર્વે જંન; મરે હું છોડું નહી ધર્મ કહે તજુ તંન. મોટા ભાઇનું વેણ માની ઉતાર્યા કૌરવ હેઠ. નાઠાકીલકારી કરી પુરપાટ કોણ કોનું સુણે નહીને થાય ભેરીના નાદ એવે બુમસુણિ દરવાજે હું છું દુર્યોધન; લાવી મશાલને તે ઓળખે સરવે જંન લાજયા કૌરવ સચીવ સેવક પુછયું અન્યોન્યે ત્યારે, આમ થયાનું કારણ શું તે કહો અત્યારે દુરયોધન કહે ભીમે કુટયા કુટયા અપરંપાર, તેમાં થોડા બાકી હતા તે તમે કુટયા સાર કહે સેવક ક્ષમા કરજો, સર્વે વસ્ત્રો દીધાં અંધ સુતને સચીત સરવે એકેક પહેરી લીધાં છાનામાના ગયા ઘેર ત્યાં પુછે ઘરની ઘરૂણી ०

કય દેખાડો જે લાવ્યા છો પરણિ, તન મન રડતું અં-
ભતું બોલે વેણુ, જયમત્યમ સર્વે રમા રીઝવી, સાથે
આત પાંડવ સેના ઈંદ્રપ્રસ્થમાં જાયઃ રાજપાટને ઘર સં-
રી ધર્મની આણુ દીન સુખમાં ગાળતા બળવંતા મનમાં
કહે બોલજો. જય જય શ્રી રણછોડ.

સહસ્ત્ર કરપદ નાસિકા સહસ્ત્ર યુગ અનંત અછેદ
મર સઉમાં તુજ મહંત સાર કરૂણા નિધી નિગમ તત્વ
વદી પાય લાગિયે કરે હમારી સાર.

કરો હમારી સાય સભાના સર્વજનોની કરો હમારી સાય
ર્ણ કામોની કરો હમારી સાય જગ જશ ઝાઝા થાવે કરો હ-
ારી સાયગુણ સાજગીજ જગાવે વળી સાય કરો સેવક તણી દિન
શ ઈશ્વર ત્રૂઠજો દાસ છગન કે' હોય શ્રદ્ધા હૃધે મેઘજ તુઠજો.

ઇતિ મહાભારતે આદ્ય પર્વે મછવેધ કથા સમાપ્ત.

સમાપ્ત.